શ્રી જીવન-મણિ સદ્વાચનમાળા ટ્રસ્ટ વર્ષ ૪થું પુસ્તક ૩જું

# માતૃદેવો ભવ

સુશીલ






શ્રી જીવન મણિ સદ્વાચનમાળા ટ્રસ્ટ
હઠીભાઈના દેરા સામે દિલ્હી દરવાજા બહાર અમદાવાદ



## બે બોલ

**આ** પુસ્તકની હસ્તલિખિત પ્રત ભાઈ સુશીને મને વાંચવા આપેલી અને તેના ઉપર મે બોલ લખી આપવાની મને સૂચના કરી હતી તેમની માગણીને મે ખુશીથી સ્વીકારી– બે કારણને લઈને–એક તો ભાઈ સુશીન સાથેનો મિત્રાચારીનો જૂનો સબધ અને બીજુ સ્ત્રીમાતા સબધી સુદર લખાણ પ્રત્યેનુ સ્વાભાવિક આકર્ષણ

પ્રસ્તુત પુસ્તકમા મૂળ લેખકને બાળપણમા પોતાની માતા તરફની નાની નાની સામાન્ય જણાતી બાબતોમાથી ઊચામાં ઊચા નૈતિક સિદ્ધાતો અને ઉચ્ચકોટિના પવિત્ર સ્નેહનો અભિષેક થયો હતો તેનુ ચિત્ર નાના જીવનપ્રસગો દ્વારા અહી આલેખાયું છે

લેખક કહે છે તેમ આપણી સર્વોચ્ચ ગણાતી આર્ય સસ્કૃતિ સયમ અને સમાધાનના પાયા ઉપર રચાઈ છે પોતાની માતાના એકેએક વર્તનમાં અને વચનમા આ ઉચ્ચ સસ્કાર વણાઈ ગયેલા હતા તે વસ્તુ ઘણી સુદર રીતે રજૂ કરી છે તેમા દભ નથી અતિશયોક્તિ નથી અને તેથી જ અસરકારક છે સ્નેહ સહનશીલતા દયા ક્ષમા ઈત્યાદિ સદ્ગુણોના પાઠ વિવિધ પ્રકારના પ્રસગોમાથી મળી રહે છે

એ રીતે જોતાં આ પુસ્તક માતા પિતા શિક્ષકવર્ગ સહુને ઉપયોગી થાય એવુ છે મૂળ મરાઠી ભાષા ઉપરથી આ પુસ્તક ગુજરાતીમા તૈયાર કરીને ભાઈ સુશીને આપણા સાહિત્યની સુદર સેવા કરી છે આ સરળ હૃદયગમ પુસ્તકને વાચકવર્ગ ઉત્તેજન આપશે.

આનન્દાબહેન મહેતા




**મુનારી** ઉપર મારો મમૂનથી પત્રકારિત્વના રોગે કોઈ કોઈ વાર કેસરી જેવા પત્રો જોઈ જઉં છું મનરંજન સમયે એ'ને બસ શ્યામની મા પણ એ દૃષ્ટિએ જ વાંચી ગયો. પ્રસંગો અને ભાવો એના પવિત્ર લાગ્યા કે એમાંના થોડા પ્રસંગો ગુજરાતીમાં ઉતારવાનો લોભ જાગ્યો.

મૂળ પુસ્તક મોટું છે એનું વાતાવરણ પણ કોંકણ તરફનું દક્ષિણી છે શ્યામ નામનો યુવાન જેલની અંદર રોજ રોજ પોતાના મિત્રોને પોતાની માતાના વાત્સલ્ય ઔદાર્ય સંસ્કાર સંબંધી એક એક વાત કહે છે એનો અક્ષરશઃ અનુવાદ તો નથી કર્યો પણ મને જેવું સમજાયું અને ગુજરાતી વાચક વર્ગને પોતાનું લાગે એવું થોડું જ મારી પોતાની પદ્ધતિએ અહીં રજૂ કર્યું છે. મૂળ લેખક શ્રી સાને ગુરુજીને અન્યાય ન થવા પામે તેની કાળજી રાખી છે આ પ્રયાસ અણુમાત્ર નહિ ઉમેરાઈ હોય એમ હિમ્મતપૂર્વક નથી કહી શકતો.

માતાની જાતિ ધરીને તો ભગવાને હાથ ધોઈ નાખ્યા છે દુનિયામાં સર્વત્ર હડહડ થતો પાપમાં ખપતો વ્યસનોમાં અને દુરાચારોમાં ગળા સુધી ડૂબી ગયેલો પુત્ર પણ જ્યારે એની માતા પાસે જાય છે ત્યારે એને એ દેવકુમાર જેવો જ નિર્દોષ અને અનન્ય લાગે છે માતાના વાત્સલ્ય શ્રદ્ધા સહાનુભૂતિ અને સમાધાનને બાદ કરીએ તો સંસારમાં અને સમગ્રતી મરુભૂમિમાં કંઈ તથ્ય ન રહે માતાની મમતાએ–એના નિઃસ્વાર્થ ઔદાર્યે જ આ પૃથ્વીતળ ઉપર સ્નેહ–સુરૂપ મારતાની પતિતપાવની ગંગા વહાવી છે

એ રીતે આ પુસ્તક માતૃસ્તોત્ર છે એમા નરી હકીકત નથી મન્થનો આન અને વાર્તાની અદ્ભુતતા પણ વણાઈ છે વાચકોને પોતાને પણ એની પ્રતીતિ થયા વિના નહિ રહે શ્રી સાને ગુરુજીએ આવુ સુદર પુસ્તક લખ્યું તે બદલ તેઓ ખરે જ ધન્યવાદને પાત્ર છે તેઓ પોતે આવો માતૃસ્નેહ મેળવીને ધન્ય થયા હશે એમને જ એમની લેખિનીમાથી આવો શાન્ત મર્મસ્પર્શી ભાવ નીતર્યો છે માતાના વાત્સલ્ય અને માતાના આત્મભોગમાથી જ એમણે ભારતમૈયાની ભક્તિનો દીપક ચેત યો છે જેમને આવી માતા મળી છે તેઓ સાચે જ બડભાગી છે બીજા પણ એવા સુભાગીઓ હશે

માતાની વાત્સલ્ય-સરિતામા જેઓ ધરાઈ ધરાઈને નહાયા છે અથવા તો જેઓ એનાથી સાવ વ ચિત રહ્યા છે-તે સાને આ પુસ્તકમા આલેખાયેલા માતૃજાતિના પુનિત ભાવો ભીજવ્યા વિના નહિ રહે

સુશીલ

૧૯૪૧





## પ્રકાશકીય

હૃદયની ભાષામાં આલેખાયેલું આ પુસ્તક આજના બુદ્ધિવાદના યુગમાં ખરેખર ગીતા જેવું પાવનકારી છે વાચના વાંચના ભાગ્યે જ એવો કોઈ પાષાણહૃદયી હશે જેનું હૃદય સ્નેહથી દ્રવવા ન લાગે અમે તો ઈચ્છીએ છીએ કે સ્ત્રી પુરુષ બાળક યુવાન કે વૃદ્ધ સૌ કોઈ આ વાંચે અમને આશા છે કે આ પુનિત ઝરણું દરેકને અવનવા ભાવે પખાળશે જ અને સ્ત્રીજાતિ તરફ જે દૃષ્ટિથી આજનો યુગ જુવે છે એમાં જરૂર કંઈક પરિમાર્જન કરવા પ્રેરાશે

શ્રી. જીવન-મણિ સદ્વાચનમાળા ટ્રસ્ટ આ પુસ્તક પ્રગટ કરવા બદલ પોતાને ભાગ્યશાળી ગણે છે કારણ કે આના મૂળ લેખક સ્વ. શ્રી સાને ગુરુજી એક સમર્થ પ્રતિષ્ઠિત લેખક અને અગ્રણી સુરકારસ્વામી હતા અને મૂળ મરાઠીમાંથી ગુજરાતી ભાષામાં એનો સંક્ષેપ રજૂ કરનાર લેખક શ્રી સુશીલ પણ ગુજરાતના જાણીતા કલમનવેશ હતા દિલગીરી એ વાતની છે કે શ્રી સુશીલ જીવનના છેલ્લા વર્ષોમાં પક્ષાઘાતની બિમારીથી બિછાનાવશ હતા અને એમના અવસાનથી સરસ્વતીની એક મધુર વીણા ગાન કરતી થંભી ગઈ છે

આ પુસ્તક એવું હૃદયસ્પર્શી અને પ્રાણવાન છે કે એ વાચકને સાથે સાથે પોતાના જીવનના માતૃવાત્સલ્યના નાના-મોટા પ્રસંગોની યાદ આપી જાય છે

આ પ્રસંગે આ લખતાં મને પણ મારી બાનું સ્મરણ તાજું થયું અનેક પ્રસંગો યાદ આવ્યા. અહીં એક જ પ્રસંગને યાદ કરું

મારા બાળપણ વખતે અમારા ઘરના સંજોગો નબળા

હતા અને એ સંજોગોને પહોંચી વળવા માટે મારી બા ચોપડીઓના ફરમા વાળવાનું, દાળ વીણવાનું, કપડાં ઓરવાનું વગેરે પરચૂરણ કામ કરી ઘરખર્ચમાં મદદ કરતાં હતાં અને તેમાં હું પૂરો સાથ આપતો હતો

દીકરા તરીકે ઘરમાં હું એક જ હતો

એ સમય એવો હતો કે આનતુ-ફાનતુ ખર્ચો જરા પણ પોસાય તેમ નહોતો એકવાર મારા પિતાશ્રી ખંભાત-વડવા જવાના હતા મેં સાથે જવા હઠ લીધી મને સાથે લઈ જતા લગભગ સવા રૂપિયા જેટલો ખર્ચ વધુ થતો હતો અને આવા ખર્ચને પહોંચી વળવાની જોગવાઈ નહોતી

એટલે મારી માગણીને નકારવામાં આવી મેં બાળ સ્વભાવ પ્રમાણે કજિયો શરૂ કર્યો અને આખું ઘર માથે લીધું

મારા સ્વર્ગસ્થ પિતાશ્રીએ એ વખતે મને શાંત પાડવા માટે સાથે લઈ જવા હા પાડી અને પછી પોતે ચૂપચાપ ચાલ્યા ગયા આ વાતની મને ખબર પડી એટલે મેં ઘરમાં મોટો કજિયો માનુ તો કોઈ વાતે સમજુ જ નહિ!

મારા લાંબા કજિયાથી મારી બાને મારા ઉપર ગુસ્સો આવ્યો અને ગુસ્સામાં મને છૂટી લાકડી મારી

લાકડી માથામાં વાગતાં લોહીની ધાર છૂટી લોહી જોતાં જ મારી બા ઢીલી પડી ગઈ મને બાળકને પણ સમજ પડી કે મારા જખમ કરતાં ઊંડો ઘા માતાના દિલમાં થયો હતો

જે માતાએ મારા કજિયાને અંગે ગુસ્સો કરી લાકડી મારી તે જ માતા રડતી આંખે મને પાટો બાંધવા બેઠી, કંઈ કંઈ વાતો કરી મને સમજાવ્યો ને શાંત કર્યો એના ગુસ્સામાં ને પ્રેમમાં મેં અંતરની ભીની સરવાણી વહેતી જોઈ આજે પણ

એ પ્રસંગ યાદ આવતાં એ ભીની સ્મૃતિથી અંતરને ભીનું કરે છે વિયોગ વગર સંયોગનું મહત્ત્વ સમજાતું નથી એમ કોપ વગર પ્રેમની કિંમત થતી નથી

મારા ધ્યાન મુજબ તે વખતે મારી માતાને ઉપાશ્રયે જવાનું હતું

આખરે મને બે પૈસાનો દોરીનો ચાપડો તથા અડધા પૈસાનો પતંગ અપાવી રડતો શાંત કરીને એ ઉપાશ્રયે ગઈ ત્યાં ધર્મ સ્તવનમાં એનું ચિત્ત ચોંટ્યું હશે કે નહિ એ હજી પ્રશ્ન છે

આ પ્રસંગ મારા બાળપણનો છે પરંતુ વખતોવખત મને આ પ્રસંગ યાદ આવ્યા કરે છે ને મનમાં થાય છે કે મા બાળકની પ્રથમ શિક્ષિકા ! બાપ તો સમજાવી બહાર ચાલ્યા જાય અને પોતાનો છેડો છોડાવે પણ મા બિચારી ક્યાં જાય ? છોકરા આખો વખત તેને પજવ્યા કરે અને સંજોગો વશાત તેની વગર ઈચ્છાએ પણ તેને ગુસ્સો થઈ આવે છતાં એ ગુસ્સામાં જે કલ્યાણની ભાવના ભરી હોય છે તેથી એ કોપ પણ વરદાનનું બીજું રૂપ જ બની જાય છે એ કેમ ભુલાય ?

આવી પ્રેમાળ માતાનો પ્રેમ સમયેસમયે યાદ આવે છે અને આંખમાંથી આંસુનું ટીપું પડી જાય છે

આવા માતા–પિતાના સ્મરણમાં આ ટ્રસ્ટની સ્થાપના થઈ છે, અને એ ટ્રસ્ટના ચોથા વર્ષના ત્રીજા પુસ્તક તરીકે અને સળંગ ક્રમમાં અઠ્ઠાવીસમા પુસ્તક તરીકે માતૃવાત્સલ્યનું સ્થાન કરાવતું આ સુંદર પુસ્તક પ્રગટ થાય છે એ એક આનંદદાયક યોગ છે

૧ ૮ ૧૯૬૦
અમદાવાદ

ચીનુભાઈ મ શાહ
ટ્રસ્ટી



## બાળકોના સૂર્યચંદ્ર માતાપિતા

[ મૂળ લેખકની પ્રસ્તાવના ]

સૂર્ય–ચંદ્ર પોતે નથી જાણતા કે એનાં કિરણોની પશુ પંખી માનવી વનસ્પતિ ઉપર થી અસર થાય છે પણ સૂર્ય–ચંદ્રના કિરણોમાંથી સ્વાસ્થ્ય સૌંદર્ય તાજગી મળે છે અને લતા પુષ્પો ને ઔષધિઓ રસ ગ્રહે છે

માતા–પિતા બાળકના જીવનના સૂર્ય–ચંદ્ર છે માતા–પિતાના વહેવાર જો સ્વચ્છ સતેજ અને પવિત્ર હોય તો એમનાં બાળકોના હૈયા સોળે કળાએ ખીલી નીકળે છે

સૂર્યના પ્રકાશ અને ચંદ્રની પ્રભા વિના જેમ વનસ્પતિ કરમાઈ જાય એની સ્વાભાવિક સુગંધ રસ રમણીયતા હણાઈ જાય તેમ માતાપિતાના સ્નેહ–મમતા વિના બાળકનાં જીવન રોગી રસહીન અને વિકૃત બને છે

બાળક જન્મથી જ સંસ્કારભૂખ્યુ હોય છે ભૂખ્યા માણસ પાસે વાસી ગંધાયેલો અભક્ષ્ય આહાર મૂકવામા આવે તો પણ તે પેટની બળતરા શમાવવા ખાઈ જશે સંસ્કારભૂખ્યુ બાળક પણ જો સ્વચ્છ અને પવિત્ર સંસ્કારોનુ ખાદ્ય ન મેળવી શકે તો તે ગમે તેવા ગંદા સંસ્કાર ઝીલશે

સંસ્કારી માતા–પિતાનુ બાળક ખરેખર ભાગ્યશાળી ગણાય જે માતા કે પિતા પોતાના સ્વચ્છંદ કે સ્વાર્થની ખાતર બાળકના જીવનને બગાડે છે તે એક નિર્મળ ઝરણુ ડહોળવાનુ પાપ કરે છે બાળક તો ચૈતન્યનો ફુવારો છે સૂર્ય–ચંદ્રના કિરણોમા એ સતત ઊડતો રહે નવા પવિત્ર

રમગુીય રગ ધરતો રહે એ જોવાની માતા-પિતાની ફરજ છે

પિતા કરતા માતા ઉપર સ્વાભાવિક રીતે જ વધુ જવાબ દારી રહેલી છે બાળકનો ઘણોખરો સમય માતા પામે જ જાય છે માતા જ એનુ સવ સ્વ હોય છે માતાની શક્તિ કરતા બીજી કોઈ અધિક શક્તિની એ કલ્પના કરી શકતો નથી બાળક તો ઠીક પણ વૃદ્ધો સુદ્ધા દુ ખ અને વે નાની પળોમા માતાને યા કરી આસુ સારે છે માતા માત્ર દેહ નથી આપતી મન પણ આપે છે માતાના હર્ષ શોક આનદ વિનોદ એના ધાવણની સાથે બાળકના દિલમા પ્રવેશે છે

તમે આ વાત તો સાભળી હશે ગામડા ગામમા એક મોટો કસ્તૂરીનો વેપારી આવી ચડયો ગામડામા કસ્તૂરી જેવી મોઘી ચીજ કોણ ખરીદે? બહુ બહુ તો બે-પાચ રૂપિયાની ખપે પા એની પાસે તો હજારો રૂપિયાની કસ્તૂરી હતી

વેપારી નિરાશ થયો નિરાશપણે એ રસ્તા ઉપરથી ચા તો જતો હતો ત્યા તેણે ગામના એક શાહુકારને જોયો ગામડાનો શાહુકાર કેવો હોય? એણે ફાટલા-મેલા વસ્ત્ર પહેર્યા હતા એનુ ગારાનુ ઘર બધાતુ હતુ બીજો ગારો ખુદાતો હતો તે બધુ ઊભો ઊભો જોયા કરતો હતો

પોતાના ગામમાં નવો વેપારી આવી ચડેલો જોઈને વેપારીએ તેને સ્નેહથી પોતાની પાસે બોલાવ્યો પેલા વેપારીએ કહ્યુ કસ્તૂરીનો વેપારી છુ બહુ દૂરથી અહી આવી ચડેલો છુ પણ આ ગામમાં કોઈની પાસે ખાવા ધાન નથી તો મારી કસ્તૂરી કોણ લે?

પોતાના ગામનુ આવુ અપમાન પેલા શાહુકારથી સહન થઈ શક્યુ નહિ પૂછ્યુ કેની કસ્તૂરી છે?

વેપારીએ કસ્તૂરીનુ પ્રમા ૃ કહ્યુ અને ભાવ પણ બના વે

'ચાનો મારે તોળવા બની કસ્તૂરી હુ ખરી લઉ છુ ગરીમ જેવા દેખાતા શા ૃકારે પડકાર કર્યો

કસ્તૂરીનો વેપારી કસ્તૂરી તોળવા બેસે કહ્યુ લાવો દામ કસ્તૂરી તોળીને નાખજો જાઉ

દામ ગામની જરૂર નહી આ ગારામા જ ઠનવી નાખો

કસ્તૂરીવાળો વેપારી તો ચિમૂટ બનીને શા ૃકારની સામે જોઈ રહ્યો

એમા સામે જોવાની જરૂર નથી ૃ મશ્કરી નથી કરતો તમે-તમાગ જેટની કસ્તૂરી તમારી પાસે હોય તેગ્ની તોગી તોળીને આ માટીમા ઠનવી નાખો કીમતનો જે આમ્ડો થાય તે ખુશીથી લઈ જાઓ

પેના વેપારીએ પોતાની બની કસ્તૂરી ગારામા ઠલવી દીધી શા ૃકારે પણ એનો આમ્ડો ચૂકવી આપ્યો ગામનુ ગૌરવ એમ ગરીમ જેવા ગ ૃણાતા વ્યાપારીએ જાગ યુ આજે પણ એમ મ્હેવાય છે કે એ ગારામાગીના ઘરમાથી-દીવાલ માથી કસ્તૂરીની સુવાસ નીકળે છે ગામ આખુ દેવમદિરના ગભારાની જેમ અહોનિશ મધમમે છે

માતાના સસ્કાર બાળકના જીવનમા કસ્તૂરીની સુવાસ વાવે છે એથી બાળકનુ જીવન ફૂલની જેમ પમરાગ્ દેનાવે છે એગ્નુ જ નહિ પોતાની આસપાસના સમાજ અને રાષ્ટ્રને પણ સભર બનાવે છે

—નેખ-

## નીતિબોધની પવિત્ર ગંગા

## શ્રી જીવન-મણિ સદ્વાચનમાળા ટ્રસ્ટનાં પુસ્તકો

વાર્ષિક લવાજમમાં રૂા ૧૦-૦૦ (પો. જુદું)

### ૧લું વર્ષ વિ સ ૨૦૧૩

| નંબર પુસ્તકનું નામ | લેખકનું નામ | કિંમત |
|---|---|---|
| ×૧ ભગવાન મહાવીર | શ્રી જયભિખ્ખુ | ૩-૦૦ |
| *૨ સદ્વાચનમાળા શ્રેણી ૧લી | | ૨-૫૦ |
| *૩ સુવર્ણકંકણ | પં રતિલાલ દેસાઈ | ૧-૦૦ |
| ×૪ સૌભ | મુનિશ્રી ચંદ્રપ્રભસાગરજી | ૨-૦૦ |
| *૫ સતની બાંધી પૃથ્વી | શ્રી જયભિખ્ખુ | ૨-૦ |
| *૬ સદ્વાચનમાળા શ્રેણી ૨જી | | ૨-૫૦ |
| ×૭ અક્ષય તૃતીયા | | ૦-૪૫ |
| | | ૧૩-૪૫ |

•

### ૨જું વર્ષ : વિ સ ૨૦૧૪

| | | |
|---|---|---|
| ૧ ભગવાન ઋષભદેવ | શ્રી જયભિખ્ખુ | ૩-૫૦ |
| ૨ વીરનાં પાણી | શ્રી ઉષા જોશી | ૨-૦૦ |
| ૩ ભરતુ ભાનુ | મુનિશ્રી ચંદ્રપ્રભસાગરજી | ૧-૨૫ |
| *૪ સદ્વાચનમાળા શ્રેણી ૩જી | શ્રી જયભિખ્ખુ | ૨-૫૦ |
| *૫ પાપ અને પુણ્ય | શ્રી જયભિખ્ખુ અને સંયમ | ૨-૦૦ |
| ૬ પ્રેમપંથ પાવકની જ્વાળા | શ્રી જયભિખ્ખુ | ૧-૫ |
| *૭ દહીંની વાટકી | | ૦-૪૫ |
| | | ૧૩-૨૦ |

### ૩જુ વર્ષ વિ સ ૨-૧૫

| નમ્બર | પુસ્તકનુ નામ | લેખકનુ નામ | કિંમત |
|---|---|---|---|
| *૧ | પ્રેમનુ મંદિર | શ્રી. જયભિખ્ખુ | ૩-૫૦ |
| *૨ | જગતશાહ | શ્રી ગુણવતરાય આચાર્ય | ૩-૦૦ |
| +૩ | હવે તો જાગો | મુનિશ્રી ચંદ્રપ્રભસાગરજી | ૨-૦૦ |
| *૪ | શ્રી નેમ-રાજુલ | શ્રી જયાબહેન ઠાકોર | ૨-૫૦ |
| -૫ | આબે આવ્યો મોર | શ્રી જયભિખ્ખુ | ૧-૫૦ |
| *૬ | રાગ અને વિરાગ | પ રતિલાલ દેસાઈ | ૧-૨૫ |
| *૭ | બિન્દુમા સિન્ધુ | મુનિશ્રી ચંદ્રપ્રભસાગરજી | ૦-૬૫ |
| | | | ૧૪-૪૦ |

### ૪થુ વર્ષ વિ. સ ૨૦૧૬

| | | | |
|---|---|---|---|
| ૧ | સસારસેતુ | શ્રી જયભિખ્ખુ | ૩-૫૦ |
| ૨ | સદ્વાચનમાળા શ્રેણી ૪થી | | ૩-૦૦ |
| ૩ | માતૃદેવો ભવ | શ્રી સુશીલ | ૧-૫૦ |
| *૪ | ત્યાગની વેલી | શ્રી સુ વ શાહ | ૧-૫૦ |
| -૫ | મનીશ્વર વિમલ | શ્રી જયભિખ્ખુ | ૧-૫૦ |
| ૬ | સૂલી પર સેજ હમારી | શ્રી જયભિખ્ખુ | ૧-૫૦ |
| ૭ | ચપટી આગ | શ્રી. જયભિખ્ખુ | ૦-૭૫ |
| | | | ૧૩-૨૫ |

### ૫મુ વર્ષ વિ સ ૨૦૧૭

| | | | |
|---|---|---|---|
| *૧ | શત્રુ કે અજાતશત્રુ ભા-૧ | શ્રી જયભિખ્ખુ | ૩-૫૦ |
| *૨ | ,, ભા-૨ | | ૩-૫૦ |
| ૩ | નકલંક મોતી | શ્રી કૃષ્ણશંકર શાસ્ત્રી | ૨-૦૦ |
| *૪ | ધર્મરત્નના અજવાળા | મુનિશ્રી ચંદ્રપ્રભસાગરજી | ૩-૫૦ |
| -૫ | પાણી પહેલા પાળ | શ્રી જયભિખ્ખુ | ૧-૫૦ |
| ૬ | કલ્યાણમૂર્તિ | પ રતિલાલ દેસાઈ | ૧-૦૦ |
| *૭ | પ્રેરણાની પરબ | મુનિશ્રી ચંદ્રપ્રભસાગરજી | ૦-૫૦ |

## ૬ ઠ્ઠુ વર્ષ સ ૨૦૧૮

| નબર | પુસ્તકનુ નામ | લેખકનુ નામ | કિમત |
|---|---|---|---|
| ૧ | ચ નની ભ નદેન | શ્રી જયભિખ્ખુ | ૩-૦૦ |
| ૨ | ન કેસરી | , | ૪-૦૦ |
| ૩ | સ વાચનમાળા શ્રેણી પમી | | ૩-૦૦ |
| ૪ | હિમગિરિની કન્યા | પ૦ રતિલાલ દેસાઈ | ૧-૫૦ |
| ૫ | મૂરી માલેક | શ્રી જયભિખ્ખુ | ૧-૫૦ |
| ૬ | પ્રભન અને બીજી વાતો | શ્રી ચુ વ શાહ | ૧-૫ |
| *૭ | ( ામતે પ્રભાતે | શ્રીમદ્ રાજચદ્ર | ૦-૭૫ |
| | | | ૧૫-૨૫ |

## ૭મુ વર્ષ : સ ૨૦૧૯

| | | | |
|---|---|---|---|
| ૧ | ભરત-બાહુબલી | શ્રી જયભિખ્ખુ | ૩-૫૦ |
| ૨ | ઋણાનુબ ધ | શ્રી રમણલાલ સોની | ૨ ૨૫ |
| ૩ | માટીનું અત્તર | શ્રી જયભિખ્ખુ | ૨-૦ |
| ૪ | ર ા કનુ બી | શ્રી ધીરુભાઈ ઠાકર | ૨-૦૦ |
| ૫. | પ્રેમાનતાર-૧ | શ્રી જયભિખ્ખુ | ૩-૫૦ |
| ૬ | ,, -૨ | ,, | ૩-૫૦ |
| | | | ૧૬-૭૫ |

(કિમત વધી જતા ભેટ પુસ્તક નથી)

## ૮ મુ વર્ષ સ ૨૦૨૦

| | |
|---|---|
| ૧ વહેતુ વાત્સ ય | શ્રી બાલુભાઈ વૈદ્ય |
| ૨ કન્યાદાન | શ્રી જયભિખ્ખુ |
| ૩ સાડામા રસાયન | શ્રી વૈદરાજ જટુભાઈ |
| ૪ ચેરનો વિપાક | શ્રી સુશીલ |
| ૫ મહાવાચનમાળા-૬ | શ્રી જયભિખ્ખુ |
| ૬ શ્રી આન ઘન | ડૉ ધીરુભાઈ ઠાકર |
| ૭ નાથ-અનાથ | શ્રી મો ચુ ધામી |



# અનુક્રમ



# ફૂલની ચોરી

૧

ફૂલોનો શોખ તો મને નાનપણથી જ હતો મારી બા ફૂલ પ્રત્યે જે મમતા ધરાવતી, ઘરમા પ્રભુની છબી માટે જે શ્રદ્ધાથી ફૂલની માળા ગૂથતી, તે મમતા અને શ્રદ્ધા મને વારસામા મળેલી હોવી જોઈએ

અમારા બગીચામાથી સુદર નાના ખીલેલા પુષ્પો હુ મારી બા માટે એક છાબમા લાવીને રાખતો મને એ વખતે જાણે કે સાચા મોતી વીણી લાવતો હોઉ એટલો હર્ષ અને સતોષ થતો

બા જ્યારે એ ફૂલ હાથમા લઈ ને ભગવાનની છબી પાસે ગોઠવતી ત્યારે એની આગળીઓ જાણે કે કોઈ સુકુમાર વાજિત્ર ઉપર ફરતી હોય એવી મારા અતરમા ઝણઝણાટી ઊઠતી

પુષ્પો પૂજા માટે ચૂટાવા જોઈએ, એ શિક્ષણ અને સસ્કાર પણ મને મારી માતા પાસેથી જ મળ્યા છે આજે કેટલેક ઠેકાણે શ્રીમતો પોતાના ઘરમા ફૂલ દાનીની અદર ફૂલો ગોઠવે છે, કોઈ કોઈ તો પોતે જ માળા પહેરી એનો ઉપયોગ

આ દૃશ્ય મારી આખને ઘણું કઠોર લાગે છે મને ઘણી વાર એમ થાય છે કે પ્રકૃતિના નાના બાળ જેવા આ પુષ્પો ચૂટવાનો આપણને શો અધિકાર છે?

એક વાર હુ મારા પડોશીના બગીચામા પેસી, છાનોમાનો કેટલાક ફૂલો લઈ આવ્યો મારી બા એ જોઈને ખૂબ પ્રસન્ન થશે એમ મે માનેલુ ચોરી તો હતી જ, પણ ફૂલની ચોરી કઈ ચોરી ન ગણાય ગમે તેના હાથથી એ ચૂટાવાના તો હતા જ

મને ઉતાવળ હતી, કારણ કે કોઈ જોઈ જાય એવી બીક હતી એટલે ઝપ્પટ ફૂલો તોડતો હતો સદ્ભાગ્યે મને કોઈએ ન જોયો

મારી બાને, પૂજાનો વખત થયો એટલે મે એ ફૂલો લાવી આપ્યા એમા ઘણી ખીલતી કળીઓ હતી કળીઓ જોતા જ બાના ભક્તિનરબોળ ચહેરા ઉપર બે નાની આછી રેખાઓ અકાઈ મને પૂછ્યુ

'આ ફૂલો ક્યાથી લાવ્યો?'

બા પાસે હુ કોઈ દિવસ ખોટુ નહોતો બોલતો, તેથી મે જેવો હતો તેવો ખુલાસો કર્યો

મે કહ્યુ 'આપણા પડોશીના બગીચામાથી લા યો છાનોમાનો લાવ્યો છુ'

'જો ભાઈ' બા બોલી પડોશીના બગીચામા વગર રજાએ આપણાથી ન જવાય, એમની પરવાનગી વિના ફળફૂલને તો હાથ પણ ન અડાડાય ફૂલો

ખીલવા માટે જન્મે છે આ કળીઓ ફૂલઝાડના દૂધ પીતા સતાનો છે '

માની આખોમા ભારે ઠપકો હતો એણે આગળ કહ્યુ

'બીજી વાત એ કે તે કળીઓ ચૂટી તે ખોટુ કર્યું એને ચૂટવામા તે પાપ કર્યું છે ફૂલ દેવપૂજા માટે ચૂટવા જોઈએ એ ખરુ, પણ એમા વિવેક અને સભાળ જરૂર હોવી જોઈએ ફૂલની ખાતર ઝાડને ઝૂડવુ એ નિર્દયતા છે દેવપૂજાનુ પુણ્ય એમ ન મળે'

મારી સ્નેહાળ માતાએ પૂજાની અને ફૂલના નૈવેદ્યની વિધિ સમજાવવા માડી

'દેવોને ફૂલના ગજ જોઈએ એ માન્યતા ખોટી છે એમને તો એક ફૂલ હોય—એક પાખડી હોય —તો પણ ચાલે માત્ર આપણી ભાવના ફૂલપાખડી જેવી વિશુદ્ધ હોવી જોઈએ '

તે દિવસે હુ એટલુ સમજ્યો કે સૌને–પ્રાણીને, વનસ્પતિને, માનવીને, જીવમાત્રને એની સ્વાભાવિક મર્યાદામા વિકસવાની સ્વતત્રતા મળવી જોઈએ

ફૂલ એના ઝાડ કે છોડ ઉપર જ્યારે ખીલતુ હોય છે, ત્યારે તે જાણે કે માતાના ખોળામા કિલ્લોલ કરતુ હોય છે, અને માતાના અતરમાથી રસ ગધ, પવિત્રતાનું પોષણ મેળવતુ હોય એમ લાગે છે આવા ફૂલો અકાળે ચૂટી લેવા એ તેમના વિકાસ આડે અતરાય ઊભો કરવા જેવો ભારે અપરાધ છે




૨

**સ્ને**હ અને સહનશીલતા એ બે શબ્દો ભલે જુદા જુદા રહ્યા, પણ એકબીજાને ઘણું નજીકનું સગ પણ છે સ્નેહ હોય ત્યા સહન કરવાની શક્તિ પોતાની મેળે આવે છે

મારા નાના ભાઈની માંદગી વખતે જે અમર દૃશ્ય જોયેલું તે હું મારી જિંદગીમા કદી નહિ ભૂલું

મારો નાનો છ વર્ષનો ભાઈ બીમાર પડ્યો એક તો વર્ષા ઋતુ હતી, દિવસરાત વરસાદના ઝાપટા પડ્યા કરતા હતા અને અમે ગામડામા રહેતા હોવાથી અમારા ઘર પણ નાના અને ભેજવાળા રહેતા

મારી બા સાધાના વાથી રિબાતી હતી સાધામા અસહ્ય વેદના થતી હોવાથી પથારીમા જ પડી રહેતી. મોટાં બહેન ઘરનું સામાન્ય કામકાજ કરતી

એવામા મારા નાના ભાઈએ મૃત્યુશય્યા લીધી. માંદો તો એ રહ્યા જ કરતા પણ આગલા દિવસે ચણાની કાચી દાળ એના હાથમા આવેલી તેમાથી તેણે એક બે મુઠ્ઠા ભરેલા

બાએ એને ખૂબ ધમકાવ્યો, પણ જે બનવાનું હતું તે બની ગયું

બીજે દિવસે પેટમાં સખત દુખાવો ઉપડ્યો ગામડાગામમાં દાક્તર કે દવા ક્યાંથી મળે ? ગામડી વૈદ્યોએ અને વૃદ્ધ ડોશીમાઓએ આવી, પેટના ઈલાજ ચીંધ્યા શક્તિ–સંયોગ પ્રમાણે ઉપચારો કર્યા, પણ એની કંઈ સારી અસર ન થઈ

બાળક બીમાર હોય ત્યાં બા બિછાનામાં શાંતિથી શી રીતે સૂઈ શકે ? એ પણ મારા નાના ભાઈની પથારી પાસે આવીને બેઠી

રાત્રીના નવદસ વાગ્યા હતા

'બા, તું મારી જ પાસે બેસજે, હો!' મારા નાના ભાઈએ ક્ષીણ સ્વરે કહ્યું

'બેટા, હું તારી પાસે જ છું, ક્યાંય નહિ જાઉં' એમ કહીને બાએ નાના ભાઈને પોતાના ખોળામાં લીધો

બાનું આખું અંગ, સાંધેસાંધા કળતા હતા, પણ તે દિવસે પુત્રના વાત્સલ્યે એ વ્યથા ભુલાવી દીધી

મારા નાના ભાઈએ કહેવા માંડ્યું 'બા, તને ઠીક નથી. ખોળામાં નહિ, પથારીમાં જ મને સૂવા દે તારા પગ દુખી આવશે'

મૃત્યુશય્યા ઉપર પડેલા ભાઈએ માતા પ્રત્યેની છેલ્લી મમતા પ્રદર્શિત કરી

બાની આંખોમા આસુ છલકાયા

બા બોલી 'મને કઈ નથી દીકરાના દુ ખ પાસે માતાનુ દુ ખ ઊભુ રહી જ ન શકે '

શબ્દો તો મને બરાબર યાદ નથી રહ્યા, પરતુ સ તાનની ખાતર માતા કેવી અસાધારણ શક્તિશાળી અને સહનશીલ બની શકે છે તે મે તે દિવસે જોયુ

બા આગલા દિવસે તેની સાથે લડી હતી, તેને ધમકાવ્યો હતો, છતા જાણે કઈ જ ન બન્યુ હોય તેમ તેણે માગ નાના ભાઈની બરાસ કરી

ભાઈ બચવાની આશા નહોતી બાએ આખી રાત બેસીને ભાઈના મો ઉપર વહાલના અશ્રુનો અભિષેક કર્યો

સવાર થતા ભાઈએ સદાને માટે વિદાય લીધી

આજે એ ભાઈ નથી તેમ બા પણ નથી, પણ ભાઈના છેલ્લા શ્વાસોશ્વાસ વખતે મે માતા અને પુત્ર વચ્ચેની જે માયામમતા જોઈ, તે આ અ તરમા દેવ—પ્રતિમાની જેમ કોતરાઈ ગઈ છે

આવી માતા સદ્‌ભાગ્યે જ મળે હુ એવો સુભાગી નહોતો છતા મને એવી જનની મળી, તેને પૂર્વના કોઈ એકાદ સુકૃતનુ ફળ માનુ છુ

જેમ સત્સ ગ પૂર્વના પુણ્ય વિના પ્રાપ્ત થતો નથી તેમ આવી માતા પણ પૂર્વભવના પુણ્ય વિના નથી મળતી



# જગદમ્બાનો અવતાર

## ૩

નાના ગામડાની અમારી રોજની ઘટમાળ પણ નાની જ હોય પણ ઘટનાઓ નજીવી હોય તેથી કરીને એ રોજિદા જીવનની પાછળ ધબકતા હૈયા ઓછા પ્રેમાળ કે ઊણા હશે એમ ન કહેવાય

રોજ અમારી શેરી વાળવા આવતી બાઈ એક દિવસે માદી પડી શેરી તો વાળવી જ જોઈએ, એટલે બાઈને બદલે એનો ધણી આવ્યો મારી બાની નજર-બહાર એ વાત ન ગઈ

'આજ મથુરી કેમ નથી આવી?' મારી બાએ મથુરીના ધણીને પૂછ્યુ

'કાલનો તાવ આવ્યો છે હજી ઊતર્યો નથી' તાવ ને બીમારી રોજનો સામાન્ય પ્રસગ હોય એવી બેફિકરાઈ એ જવાબમા હતી

'તો તુ એમ કર, હુ તને થોડા વાટેલા સૂઠ, ગઠોડા ને મરી આપુ તુ ઘેર જઈને એનો ઉકાળો કરીને પાઈ દેજે હમણા તાવના વાયરા છે આ ઉકાળાથી ઘણાને ઠીક થઈ જાય છે' મારી બા એમ કહીને ઘરમાથી ઉકાળાની ચીજોનુ એક નાનુ પડીકુ લઈ આવી

હરિજનવાસમા તુળસીના કયારા તો હોય જ, એમાથી તુળસીના બેચાર પાન ઉમેરવાનો પણ ભલામણ કરી

પાછળથી મારી બાને વિચાર આવ્યો રખે ને આ મથુરીનો ધણી આળસ કરશે અથવા બીજે કામે વળગી જશે, તો બાઈ બિચારી તાવમા હેરાન થઈ જશે

એટલે થોડી વાર રહીને એ તૈયાર કરેલો ઉકાળો લઈ આવી અને પેલા મથુરીના ધણીને, ઘેર જઈને તરત જ એ પાઈ દેવાનો આગ્રહ કર્યો

પણ મારી બાને એટલેથી થોડા જ સતોષ થાય? દર્દીને પથ્ય આહાર ને પોષણ મળવા જ જોઈએ અપોરે આવીને થોડા દાળભાત લઈ જવાની મથુરીના ધણીને સૂચના આપી રાખી અને વખતસર આવીને એ લઈ પણ ગયો

ગામમા બધા બીમારો બાના હાથની એવી સાર વાર પામતા એમ તો હુ ન કહી શકુ પણ એટલુ જાણુ છુ કે કોઈ માદુ પડયુ હોય, કોઈને આશ્વાસનની જરૂર હોય અને અમારા થોડા પણ સબધમા હોય, તો મારી બા એને યથાશક્તિ મદદ કર્યા વિના ન રહે દુખી અને દર્દી માત્રની એ માતા હતી એમ કહુ તો ચાલે

મથુરીએ જ એક વાર મને જોઈ ને કહેલુ 'ભાઈ, તમારી બા તો જગદબાનો અવતાર છે, એની તોલે આ ગામમા કોઈ ન આવે.'

અમે પૈસાદાર નહોતા, તેમ છેક ગરીબ પણ

નહોતા અમારે ત્યા ઢોરઢાખર હતા અને સારી ખેતી વાડી પણ હતી એટલે રોકડ પૈસાની નહિ, પણ અન્ન, પાણી, છાશ વગેરેની અમારે ત્યા પુષ્કળ છત હતી અને મારી બા પણ એનો છૂટે હાથે ઉપયોગ કરી શકતી

મારી બાના એવા અગણિત ઉદાર વહેવારો, જે મે નાનપણમા જ જોયા છે તે ઉપરથી મારા મનમા શિલાલેખ જેવી એક છાપ અકિત થઈ છે

'પૈસાદારને ત્યા જન્મ્યો તેથી કે ઈ શ્રીમત થઈ જતો નથી

'ધધારોજગારમા સારો પૈસો કમાયો હોય તેથી પણ માણસ ધનવાન નથી બની જતો

'જેનુ મન મોટુ છે, ભાણામાના અરધા રોટલામાથી પણ બટકુ રોટલો જે બીજાને આપી શકે છે, જે પોતે થોડી અગવડ વેઠીને સામાના મો ઉપર સતોષ અને સુખની લાગણીઓ લહેરાવી શકે છે, તે જ સાચો શ્રીમત છે—તે જ સાચો ધનવાન છે

'હૃદયની દીનતા જેવુ દારિદ્ર આ દુનિયામા બીજુ એકકે નથી ઋદ્ધિ—સમૃદ્ધિ ભલે ચાની જાય, પણ જો હૃદયનુ ઔદાર્ય ગયુ તો સર્વસ્વ ગયુ

'ભારતવર્ષ આજે કગાલ છે—અન્નવસ્ત્રની ચિતાથી આકુળવ્યાકુળ છે, પણ માતાઓ અને બહેનોમા જે ઔદાર્ય આપણે છલકાતુ જોઈએ છીએ, તે જ આપણી સાચી સ્થાયી સપત્તિ છે'



# તુ ધોજે મનનુ ધોતિયુ

૪

સવારમા અમે ઘરના બધા માણસો નાહી લેતા નિયમ એવો હતો કે હું નાહવા જાઉ ત્યારે અગ ઉપર પાણી હુ પોતે ઢોળુ, પણ મારુ અગ લૂછવાનો અધિકાર મારી બાનો

હું નાહી રહ્યો એટલે બૂમ મારવા માડ્યો 'બા! બા! ઝટ આવ! લૂછી નાખ! ટાઢ વાય છે!'

ટુવાલ કે રૂમાલ અમારે ત્યા નહોતા પુરુષો ધોતિયાનો એક છેડો નિચોવી તેનાથી આખુ અગ લૂછી નાખે, બૈરાઓ સાડીના પાલવનો ઉપયોગ કરે મારી બાએ પોતાની સાડીના છેડાથી મારા દેહ ઉપરનું પાણી લૂછી નાખ્યુ, પછી કહે 'જા હવે'

મારા પગના તળિયા તો હજી ભીના જ હતા એ કોરી જમીન ઉપર મૂકુ તો ધૂળવાળા થાય મે કહ્યુ બા, પગ કયા મૂકુ ? પગ મેલા થશે તો!'

'મેલા થાય તો પછી ધોઈ નાખજે! હમણા તો જા, નીકળ!' મારી બા વધારે કડાકૂટમાથી છૂટવા મથતી દેખાઈ

'નહિ, બા, તારો છેડો પાથર, એની ઉપર પગ મૂકીને બહાર નીકળી જાઉ ' મને નવી યુક્તિ સૂઝી મારી બાનુ પહેરવાનુ વસ્ત્ર બગડે એની મને પરવા નહોતી

બાએ થોડી રકઝક તો કરી, પણ આખરે માતાનુ હૈયુ પુત્રના આગ્રહ પાસે હાર્યું બાએ પોતાની સાડીનો એક તરફનો છેડો અધઁભીની ધરતી ઉપર બિછાવ્યો હું એની ઉપર પગ મૂકીને ઓરડીની બહાર નીકળી ગયો

હુ એ વાત છેક ભૂલી ગયો હતો, પણ મારી બા જ્યારે પૂજા કરવા બેઠી ત્યારે તે મને કહેવા લાગી

'બેગ, પગના તળિયાને રજ ન અડે એટલા સારુ આટલી બધી ચીવટ રાખે છે, તો મનને પાપની રજ ન વળગે, મન મેલુ ન થાય તે માટે આપણે કેટલી ચીવટ રાખવી જોઈએ ? આ દેવપૂજા, ધર્મના વિધિ, આ ક્રિયા એ બધુ મનના મેલ ધોવા માટે છે કહ્યુ છે ને–ધોબીડા રે ! તુ ધોજે મનનુ ધોતિયુ '

સાદી ભાષામા અને વધુ સાદી ઢબે બોલાયેલા એ શબ્દો હજી પણ મારા કાનમા ગુજે છે

શરીરને અને વસ્ત્રને સ્વચ્છ રાખવા આપણે અનેક ઉપાયો યોજીએ છીએ આપણા પગરખા ને આપણી આસપાસની બીજી વસ્તુઓ મેલી–ગદી ન થાય તે માટે કાળજી રાખીએ છીએ, પણ મનમા અન તિ કે અધર્મનો સચાર સરખો પણ ન થાય તે માટે આપણે

કોઈ દિવસ ચિતા કરી છે? એવો કોઈ દોષ થતા જ પશ્ચાતાપના આસુથી એ ધોઈ નાખવાનો દૃઢ સકલ્પ કદી કર્યો છે?

બહારની ગદકી જોઈને આપણે નાકનુ ટેરવુ ચડાવીએ છીએ પણ મનને અપવિત્ર બનેલુ જોયા પછી આપણે કદી રડ્યા છીએ? એવો દોષ ફરી વાર નહિ થાય એવી મનમા પાકી ગાઠ વાળી છે?

જ્યારે જ્યારે શરીરની, ઘરની, વસ્ત્રની સ્વચ્છતાનો ખ્યાલ મારી સામે ખડો થાય છે ત્યારે ત્યારે મને નાનપણમા મારી બાએ કહેલી વાત યાદ આવે છે હુ મનમા ને મનમા પ્રભુને પ્રાર્થુ છુ

'ભગવન્! મારા મનને નિષ્પાપ કરજે!'

મન જો નિષ્પાપ, નિર્મળ બન્યુ તો બીજી અશુદ્ધિની મને ચિતા નથી જેનુ મન પવિત્ર છે તેને આખુ વિશ્વ દેવમદિર સમુ પવિત્ર અને આહ્લાદક લાગે છે

મનની પવિત્રતાના અગ્નિ પાસે સ્થૂળ મેલના પુજ સ્વત બળીને રાખ થઈ જાય છે



# પ્રેમ સાથે વિવેક

## ૫

એક દિવસે અમારા ફળિયામા મે પખીનુ નાનુ બચ્ચુ તરફડતુ જોયુ એની આખ પણ હજી પૂરી ઉઘડી નહોતી, તો પછી ઊડવાની શક્તિ તો ક્યાથી હોય ?

હુ એની પાસે પહોચ્યો એટલામા તો મારા નાના ભાઈબહેન પણ આવી પહોચ્યા ધમણની જેમ પખીના બચ્ચાનો શ્વાસોશ્વાસ ચાલતો હતો અમે સૌએ નિશ્ચય કર્યો કે ગમે તેમ કરીને પખીના આ નાના બાળને એની માતાના ખાતર પણ બચાવવુ એની મા બિચારી ક્યાઈક ઝૂરતી હશે. સાજુ કરીને આપણે એને ઉડાડી મૂકીશુ

એક જણ દોડતો જઈને થોડા ચોખા, ઘઉ લઈ આવ્યો બીજો એક જણ પાણીનો પ્યાલો ભરી લાવ્યો મે ધીમે ધીમે ચોખાના કણ એની ચાચમા મૂક્યા

એ પખી બિચારુ ચાચ પણ પોતાની શક્તિથી ખોલી શકતુ નહિ મે ચાચ ઉઘાડીને થોડુ પાણી ઉપરથી રેડ્યુ કોઈ પણ માદા, ઘવાયેલા પખીને અન્ન-

પાણી આપ્યા હોય, તો તે સાજુ થાય એવી અમારી બાલકબુદ્ધિએ જે કઈ સૂઝાડ્યુ તે અમે કરી છૂટ્યા

એટલામા અમને ટોળે મળેલા જોઈને મારી બા ત્યા આવી તેણે પ્રેમથી પેલા પખીને પોતાના હાથમા લીધુ થોડીવાર રહીને એ બોલી

'એને પજવશો મા! નિરાતે મરવા દો ભગવાનનુ નામ લો! હવે, એ બચે એમ નથી લાગતુ'

મે પૂછ્યુ 'બા! એ કેમ નહિ બચે!'

'બહુ ઊચેથી પડ્યુ છે, નાનુ ફૂલ જેવુ પખીનુ બાળ એ પછાડ સહન ન કરી શકે તમારો સૌનો એટલો બધો પ્રેમ છે એટલે કદાચ બચી જાય, પણ એકલા પ્રેમથી દી નથી વળતો સાથે જ્ઞાન પણ જોઈએ તમે પ્રેમ બતાવવા છતા પખીના બચ્ચા ઉપર વધુ તો જુલમ જ કર્યો છે પરતુ આ વાત અત્યારે તમારાથી નહિ સમજાય' બાએ થોડો ખુલાસો કર્યો

તે વખતે બહુ ઝીણી વાતો સમજવાની મારામા શક્તિ નહોતી પણ બાએ કહેલા સૂત્રોનુ રહસ્ય પાછળથી સમજાયુ

બાની કહેવાની મતલબ એવી હતી કે દુનિયામા એકલો પ્રેમ, નરી દયા, માત્ર શુભાશય બસ નથી થતા જીવનને સુદર તથા યશસ્વી બનાવવુ હોય તો પહેલા પ્રેમની જરૂર છે, તેની જ સમજણની અને શકિતની પણ જરૂર પડે છે

પ્રેમ વિનાનું જ્ઞાન નકામું છે, જ્ઞાનબુદ્ધિ કે વિવેક વિનાનો પ્રેમ પણ નકામો છે પ્રેમ તેમજ જ્ઞાન શક્તિનો પણ કઈ અર્થ નથી શક્તિ વિનાના પ્રેમ તથા જ્ઞાનની પણ શી કિંમત છે?

ધારો કે હું શક્તિશાળી છુ, પણ મારામા પ્રેમ કે ત્યાનો છાંટો સરખો પણ નથી પછી દુનિયાને કઈ રીતે ઉપયોગી થવાનો! ઉપયોગી ન થાઉ એ તો ઠીક, પણ કદાચ ત્રાસરૂપ–ભયરૂપ બનુ એવો સભવ રહે ખરો મારી શક્તિઓનો હુ કદાચ દુરુપયોગ પણ કરી બેસુ

ધારો કે હું મહાન જ્ઞાની છુ પણ મારા અતર મા માનવજાત માટે કે અન્ય જીવો માટે પ્રેમ કે મમતા ન હોય તો મારુ જ્ઞાન શુષ્ક જ રહેવાનુ – એમાથી કોઈને ટીપુ મરખુ પણ નહિ મળે

એકલો પ્રેમ પણ ઘણી વાર ઘણુ નુકસાન કરે છે માતાનો પ્રેમ બાળક ઉપર હોય એટલે બાળકનુ ભલુ જ થાય એમ નથી બનતું પ્રેમાધ મા બાળકને સ્વચ્છદી તથા ઉદ્ધત બનાવે છે પ્રેમમા જ્ઞાનનુ મિશ્રણ રહેવુ જોઈએ ઘણી માતાઓ માગઉછેરનુ પૂરતું જ્ઞાન ન હોવાથી, લાગણીવશ બની પોતાના સતાનોનુ અહિત કરતી હોય છે

એ જ પ્રમાણે શક્તિની વાત સમજવી જ્ઞાન હોય પ્રેમ હોય, પણ શક્તિ જ ન હોય, તો પરિણામ

શૂન્યમા આવવાનુ માનામા પ્રેમ અને જ્ઞાન બન્ને હોય પરતુ એ પોતે સિધ્ધાનાવશ હોય તો શુ કરી શકે ?

ખરી વાત એવી છે કે પ્રેમ, જ્ઞાન અને શક્તિનો જીવનમા મેળ બેસાડવો જોઈએ હૃદય, બુદ્ધિ અને શરીર એ ત્રણેનો વિકાસ પોતપોતાની મર્યાદામા સાધી લેવો જોઈએ

સાચે જ, મારાં બાએ કહ્યુ હતુ તેમ જ થયુ પખી બિચારુ મરી ગયુ એની આરવાર કેમ કરવી તે અમે નહોતા જાણતા માત્ર પ્રેમ અને દયાની મૂડી ઉપર વેપાર ખેડ્યો પરિણામ ખોટમા આવ્યુ

અનાડીની ભાવના ગમે તેટલી સારી હોય, પણ તેનાથી શું વળે ? મે નિશ્ચય કર્યો હતો કે આ પખી જીવી જાય તોપણ મારે એને પાજરામા નથી પૂરવુ એ નિશ્ચય નકામો હતો, કારણ કે સમજણ વિનાનો હતો

પખીએ આખરે પ્રાણ છોડ્યા આવેલો સ્નેહ જેની ઉપર વર્ષાવ્યો હતો તેની અતિમ ક્રિયા ઠીકઠીક થવી જોઈએ, એમ અમને લાગ્યુ

મારી બાએ પોતાની જૂની રેશમી ચોળીનો એક ટુકડો કાઢી આપ્યો પખીના મૃતદેહને એમા મૂક્યો ફરતુ થોડુ રૂ મૂક્યુ આધે વાડની ઓથે એક ઊંડો ખાડો ખોદી તેમા એ દેહ જાળવીને મૂક્યો પણ એની ઉપર માટી નાખવાની અમારી કોઈની હિંમત ન ચાલી આવા સુદર બાળ ઉપર ધૂળકાકરા શી રીતે

ઠલવાય ? એમાં અમને નિર્દયતા જેવું લાગ્યું

આખરે મેં મો ફેરવીને બીજી બાજુ જોયું અને પાછળથી ખાડામાં હાથ વતી ધૂળ પૂરી દીધી ઉપર એક મોટો પાણો મૂક્યો

પખીની અતિમક્રિયા પૂરી કરીને આગણામાં હું આઘે ઊભો રહ્યો મારી બા મને નવરાવ્યા વિના નહિ છોડે એવી બીક હતી, પણ એટલામાં તો બાએ જ કહ્યું

"હાથપગ બરાબર ધોઈ ને અદર આવ"

મને વિચાર આવ્યો મનુષ્યના મૃતદેહની અત્યેષ્ટિક્રિયા કર્યા પછી આપણે સ્નાન કરીએ છીએ, સૂતક પાળીએ છીએ પખીના મૃત્યુ પાછળ કેમ કઈ નહિ ?

'માત્ર હાથપગ ધોઈ નાખું ? નાહવાની જરૂર નહિ ?" મેં વધુ સ્પષ્ટીકરણ મગ્યું

બાએ કહ્યું 'એ પખી કઈ ચેપી રોગથી નહોતું મરી ગયું, એટલે નાહવાની જરૂર નથી જે રોગના જતુ ફેલાતા હોય તે રોગવાળા મનુષ્ય કે પ્રાણીની છેલ્લી ક્રિયા કર્યા પછી નાહવાની જરૂર ખરી, ત્યારે સૂતક પાળીએ તો એમાં અર્થ છે પણ આ પખીની બાબતમાં એવું કઈ જ નથી"

અમે સૌએ હાથપગ બરાબર ધોઈ નાખ્યા ઘરમાં આવ્યા એટલે માને કઈક યાદ આવ્યું હોય તેમ

તે કહેવા લાગી

"પખીના મરના બચ્ચા ઉપર તે નિ સ્વાર્થ પ્રેમ વરસાવ્યો છે. દેવતાઓ તારી ઉપર એવો જ પ્રેમ વરસાવશે

"તું કદાચ માદો પડશે, તારી માતા પથારી પાસે નહિ હોય, તો તે વખતે બીજા મિત્રો તને પ્રીતિ ભક્તિથી એ રીતે નવરાવશે

"આપણે જે વહાલ, હેત દયા, મૂગા પ્રાણીઓ પ્રત્યે દાખવીએ છીએ તેનો હજાર ગણો બ લો મળી રહે છે કોઈ બી વાવેલુ નકામુ નથી જતુ

"પખી-પ્રાણી ઉપર તારો જેવો પ્રેમ છે, તેવો જ પ્રેમ માનવસમુદાય તરફ વહાવજે!"

એટલુ બોલતા બાની આખોમા ઝળઝળિયા ભરાઈ આવ્યા



# માને
# કાયર દીકરો ન ગમે

૬

અમારા ગામના પાદરે ગ્રામમાતા જેવી નદી વહે છે ઉનાળામા જોકે એનુ પાણી સુકાઈ જાય છે, પણ નદી ઉપરાંત કૂવા અને નાનીમોટી તળાવડીઓ એટલી બધી છે કે પાણીનુ કષ્ટ અમારે વેઠવુ નથી પડતુ

આટલુ અખૂટ પાણી ભર્યું રહેતુ હોવાથી અમને એ- બીજો લાભ પણ મળ્યો છે અમારા ગામમા ભાગ્યે જ એવો કોઈ પુરુષ હશે કે જેને તરતા નહિ આવડતુ હોય બાળક નિશાળે જવા માડે, એટલે એકબે વરસ ની અદર તેણે તરતા શીખી લેવુ જોઈએ, એવી એક રૂઢિ જ પડી ગઈ છે

માબાપ નહિ તો નગાવહાલા, દોસ્તો કે શિક્ષક પોતે નવા કિશોરોને સાથે લઈને નાના તળાવને કાઠે જાય અને ત્યા એકે એકે સૌને તરતા શીખવે પાણીની બીક તે દિવસે કાઢી નાખે

એક દિવસે મારો પણ વારો આવ્યો હુ પાણીથી બહુ જ ડરતો રખે ને ડૂબી જવાય એવી શિશુસહજ બીક રહેતી પણ સરખેસરખી વયના વિદ્યાર્થીઓનુ

એક ટોળુ મારે ત્યા આવ્યુ અને એણે મારી પત્નીની બીક કાઢી નાખવા, મને તરવા જવા માટે સાથે લેવાનો નિર્ણય જાહેર કર્યા

હુ એમને જોઈને ઘરમા સતાઈ ગયો મારી બાને ખબર પડી એટલે એ ઘરમા મને ગોતતી મારી પાસે આવી હુ એને વળગી પડ્યો, કરગરવા લાગ્યો

‘ બા મારે નથી જવુ હુ ડૂબી જઈશ મને બીક લાગે છે”

બા કેટલી કઠણ હૃદયાની બની શકે છે તે મે એ દિવસે જોયુ એણે તો મારા કાનની બૂટ પકડી એક તમાચો હળવેકથી લગાવી દીધો એ બોલી

“ જોતો નથી આટલા બધા છોકરા તરવા જાય છે અને તુ બીકણની જેમ ઘરમા ભરાઈને બેઠો છે? મારો છોકરો આવો કાયર ન હોય ચાલ બહાર નીકળ!”

ધમકાવીને બાએ મને બહાર કાઢ્યો અને ટોળાનો જે મુખ્ય માણસ હતો તેના હાથમા મારુ કાંડુ મૂક્યુ

હવે મારાથી નાસી શકાય એમ ન રહ્યુ કરુણાની મૂર્તિ જેવી બા પોતે જ જ્યારે હડસેલીને ઘરની બહાર કાઢે ત્યારે એની ફરિયાદ ક્યા કરવી?

હુ ધ્રૂજતો ધ્રૂજતો અમારા સંગાથીઓ સાથે તળાવ તરફ ચાલ્યો

અમારા શિક્ષકે મને તળાવમા શી રીતે ધકેલ્યો

અને મને પણ તરતા શીખવાની કેવી મજા પડી એ વાત અહી અસ્થાને છે થોડુ થોડુ તરતા આવડયુ અને પાણીમા ડૂબવાની બીક તો મદતર નીકળી ગઈ પરતુ મારી બાની જે નિષ્ઠુર પ્રતિમા મે જોઈ હતી તે હજી હૈયામા કોતરાઈ રહી છે ઘેર ગયા પછી એની સાથે એક શબ્દ સરખો પણ ન બોલવો એમ મે નક્કી કર્યું

તળાવમા નાહીને ઘેર ગયો ભૂખ તો લાગી જ હતી બાએ મને ખાવા બેસાડ્યો એ પણ પાસે આવીને બેઠી મારા મો ઉપર છવાયેલી ઉદાસીનતા અને ગ્લાનિની રેખાઓ એની નજર બહાર થોડી જ રહે ? મને થોડો રિસાયેલો જોઈને તે કોમળ સ્નેહભીના સ્વરમા કહેવા લાગી

“જો, બેટા, ગામડાગામમા રહેવુ હોય તો તરતા તો શીખવું જ જોઈએ પાણીની સતત બીક રાખવી અને નાનો અકસ્માત નડતા બૂડી મરવુ એના કરતા પહેલેથી જ તરતા શીખી લીધુ હોય તો વધુ મારુ જીવવા માટે એવી શક્તિઓ ખીલવવાની જરૂર છે”

મૂગો મૂગો હુ સાભળી રહ્યો પણ મારી બાએ છે તે છે તે જ્યારે એ આખી વાતનો ઉપસહાર કર્યો, ત્યારે તો મારુ હૈયુ ભરાઈ આવ્યુ એણે કહ્યુ

‘મારો દીકરો બીકણ છે એમ ગામમા કોઈ કહે, તો મારાથી એ સહન ન થાય તુ તરવાની બીકે સતાઈ ગયો, કાયરની જેમ ખૂણામા ભરાઈ બેઠો, તે

જોઈને મને અંતરમાં આગ લાગી મને એમ થયુ કે મારો દીકરો આટલો બધો કાયર! કોઈપણ રીતે એની કાયરતા ઝાટકી નાખવી જ જોઈએ એટલે મે તને ગુસ્સામાં એકાદ લપડાક ચોડી દીધી, પણ એ માતાની લપડાક હતી ભવિષ્યમાં તને કોઈ બીજુ કહે તેના કરતા એ એક લપડાક વધુ સારી'

આ પોતાના પુત્રને કેવો ઘડવા માગતી હતી તે મને તે દિવસે થોડુ સમજાયુ એનો પુત્ર માત્ર ભણવામા હોશિયાર થાય, બે પૈસા કમાતો થાય એટલુ જ બસ નહોતુ એને તો એવો પુત્ર તૈયાર કરવો હતો કે જેને કાયર, બીકણ કહીને કોઈ તેનુ અપમાન ન કરી શકે એ વિદ્વાન, પરિશ્રમી નેવાભાવી હોય એટલુ જ નહિ, પણ શક્તિશાળી પણ હોવો જોઈએ

જમીને ઊઠ્યો એટલે બાએ કહ્યુ

હવે રમવા જા આજે બપોરે ઊઘીશ મા, નહિતર શરદી થઈ જશે.'

ꣻ




૭

અમારી પૈસા અંગેની સ્થિતિ બહુ સામાન્ય હતી એમ હું કહી ગયો છું. અમને કોઈ ગરીબ ગણે તો અમે વાંધો ન લઈએ, પણ ગરીબ જાણીને જો કોઈ દયા બતાવવા આવે અથવા અમારામાંનો કોઈ બાળક રૂપિયા–પૈસા માટે હાથ લાંબો કરે, તો મારી બાના આત્માને સખત આઘાત લાગતો.

ગરીબ માણસ પણ મનથી શ્રીમંત બની શકે છે, એમ તે ઘણી વાર કહેતી.

એક વાર અમારા દૂરના એક સગાએ મને આઠેક આના વાપરવા આપ્યા. એ આઠ આના લઈને રાજી થતો જ્યારે હું બા પાસે ગયો, ત્યારે એનું મો એકદમ ઊતરી ગયું. એ બોલી:

"બસ, તેં એ પૈસા લીધા જ કેમ? મફત મળે એટલે લઈ લેવું? તને લાંબો હાથ કરતા શરમ ન આવી?" શાન્ત, કરુણાર્દ્ર બાના ચહેરા ઉપર ક્રોધની લાલાશ તરવરી રહી હતી.

'હું કંઈ ચોરી કરવા નહોતો ગયો. મને આપ્યા ને મેં લીધા." ક્ષમા યાચતો હોઉં એમ હું કરગર્યો.

"ચોરી નહિ તો ભિક્ષાવૃત્તિ! આજે પૈસાનો લોભ

બા ભણી નહોતી, પણ સંસ્કારમાં જ એને સ્વમાનની તાલીમ મળી હતી. પહેલાં એક વાર અમારે ન છૂટકે થોડા દિવસો અમારા મામાને ત્યાં ગાળવા પડેલા એ વખતે બાનું સ્વમાન ઘવાયું અને બીજે જ દિવસે બા અમને લઈને ત્યાંથી ચાલી નીકળેલી.

"કોઈનું કામ કર્યાં વિના એનો પાણીનો પ્યાલો-સોપારીનો કટકો પણ આપણાથી ન લેવાય." ઘરગથ્થુ શબ્દોમાં બા મજૂરીનું – શ્રમનું માહાત્મ્ય પ્રબોધતી અને અમારા કુમળા હૃદયમાં સ્વમાનના સંસ્કાર સીંચતી.

સ્વમાન ગુમાવ્યા પછી માણસ રાંક બની જાય છે. પછી તો રસ્તાના ભિખારી કરતાં પણ એની દશા વધુ દયાજનક બને છે. મહેનત મજૂરી કે નોકરી કરવાનું એને દિલ નથી થતું. જ્યાંથી ઓછા શ્રમે મફત નું મળે ત્યાંથી લઈ લેવાની દાનત એના માથા ઉપર ભૂતની જેમ ચડી બેસે છે. જગતનો એ મોટામાં મોટો કરજદાર બનીને પોતાનું આયુષ્ય પૂરું કરે છે.

યુરોપ જેવા દેશોમાં સ્વમાનની વૃત્તિ નાનપણમાંથી જ વિકસે તે તરફ માબાપ ખાસ લક્ષ રાખે છે. માબાપ ધનવાન હોય એટલે પુત્રે એ ધન ઉપર તાગડધિન્ના કરવા એમ ત્યાં ભાગ્યે જ કોઈ માને છે.

લખપતિઓ અને સત્તાધિકારીઓના પુત્રોને મહેનત-મજૂરી કરીને પોતાનો નિર્વાહ ચલાવતા આપણે સાંભળીએ છીએ.

પગવે પ્રવેશ કર્યા વિના ન રહે, મફતનુ મળે એટલે લેવુ એ દુર્ગુણ છે રાષ્ટ્રીયતાનો એ ઘાત કરે છે ”

અમેરિકન માનસશાસ્ત્રી રશિયાના મજૂરોની આ મનોદશા જોઈને આભો જ બની ગયો એનુ જ નામ તજિયાઝાંગ ક્રાંતિ! એ જ મજૂરો એક દિવસ મફત મળે તે દોડીને ઘરભેગુ કરી દેતા

આવા મજૂરો જ એક વાર જગત પર રાજ કરશે

મફત મળે, વગર શ્રમે મળે તે લઈ લેવુ એ વૃત્તિમા અધ પતનના ઘણા છૂપા બીજ પડ્યા હોય છે જેઓ પારકાના શ્રમ ઉપર જીવે છે તેઓ સમાજ કે દેશનુ કઈ ભલુ તો કરી જ શકતા નથી, બલ્કે લોહીચૂસ જતુઓના જેમ સમાજને માટે ભારરૂપ અને ત્રાસરૂપ બને છે

બાપુએ જ અમને નાની નાની બાબતોમા સ્વમાન, સ્વાવલબનના પાઠ શીખવ્યા હતા જેઓ બેઠા બેઠા મફતનુ ખાય પીએ છે અને તિરસ્કારપાત્ર બનીને ફરે છે, તેના કરતા રસ્તા વાળનારા ઝાડુવાળા, મળમૂત્ર સાફ કરનારા ભગી–હરિજન–ચમાર અને ખરે બપોરે ટાઢ–તડકામા સડક ઉપરના પથ્થર ભાગનારા મજૂરો હજારગણા ચડિયાતા છે

શ્રમથી જ સમાજ પોષાય છે અને પુષ્ટ થાય છે જે સમાજમાથી શ્રમની વૃત્તિ ગઈ સ્વમાનની વૃત્તિ લોપ પામી, તે સમાજ જીવતો છતા મૂએલો જ ગણાય

પૂર્વ પુણ્યે આવી બા મળે !

એ પછી વેણીબહેનના લગ્ન થયા અને સાસરવાસે ગયા હમણા થોડા દિવસથી પોતાના પિયર એ આવ્યા હતા પાર્વતી માસી એક દિવસે મારી બાને કહેવા લાગ્યા

"વેણી સાસરે જવાની છે એને થોડા પાપડ વડી બધાવવા છે તમે આવો તો સારુ "

"વેણી ક્યારે જવાની છે ? મારા મનમા એમ કે હજી થોડા દિવસ રોકાશે આટલી ઉતાવળ કેમ કરવી પડી ? " બાએ પૂછ્યુ

"છોકરીને પરણાવી એટલે એ આપણી મટી ગઈ સાસરામાંથી તેડાગ આવે કે મોકલો, એટલે વગર વિલબે મોકલી જ દેવી જોઈએ એ તો સાસરિયા સારા છે કે બે દિવસ, ચાર દિવસ વેણીને મોકલે છે ન મોકલે તો આપણી બળજબરી થોડી જ ચાલે ? જુઓ ને, પેલી રાધાને બબ્બે વર્ષ વીતી ગયા, છતા પિયર મોકલતા જ નથી એની મા બિચારી ખોબે ખોબે આસુડે રડે છે એમના કરતા વેણીના નામુ-મમરા સારા છે બે દિવસ પણ મોકલે છે તો ખરા ? ' બધે શુભ જોવાના સ્વભાવવાળા પાર્વતી માસી બોલ્યા

બીજે દિવસે પાર્વતી માસીને ત્યા જઈને મારી બાએ વડી-પાપડ કરી આપવા એમ ઠર્યુ વેણીબહેન બપોરે બોલાવવા આવશે એમ કહેલુ

પૂર્વ પુણ્યે આવી આમળે!

વેણીબહેનને મે કહ્યુ "આજે સવારથી બાને ઠીક નહોતુ"

"તો પછી બપોરે જ તમારે કહી દેવુ જોઈતુ હતુ શરીર મારુ ન હોત તો વડી-પાપડ ખાડમા પડે! મને ખબર હોત તો હુ તમને આટલી મજૂરી ન કરાવત" વેણીબહેન બિચારા અફસોસ કરવા લાગ્યા

બાએ મને રિવાજ મુજબ સાજનો ઘીનો દીવો કરવા કહ્યુ હુ દીવો પેટાવતો હતો તે વખતે મે બાના મુખમાથી નીચે પ્રમાણેના ઉદ્ગારો નીકળતા સાભળ્યા

"જો, વેણી, શરીર છે તો કોઈક દિવસ તાવ પણ આવે આપણે બૈરાઓને વળી દેહના લાલનપાલન કેવા? હુ તો તાવ આવ્યો હોય તોપણ મેલા કપડાનો ગાસડો નદીએ જઈને ધોઈ લાવુ તાવ પણ સમજે કે ઠેકાણે ગયો હતો માથામા ચસકા આવતા હોય તોયે દસ-પદર માણુસોની રસોઈ કરીને જમાડી દઉ પસીનો જરા વળશે એટલે તાવ ઊતરી જશે તારે માઠુ-ન લગાડવુ હવે તુ તારે ઘેર જા"

"પણ મારી ખાતર તમારે આટલી વેઠ કરવી પડી ને?" વેણીબહેનનુ અતર બાનો તાવ જોઈને વલોવાતુ હોય એમ હુ જોઈ શકયો

"તારી ખાતર એટલે શું? તુ કોઈ પરાઈ છે? જેવો મારો દીકરો તેવી જ તું મારી દીકરી! તારે સાસરે લઈ જવા જેવી ચીજો જો બરાબર ન થઈ હોય,

તો ત્યા તારે કેટલા મહેણાટોણા સાભળવા પડે? તારી આખમાથી એ લોકો બોર બોર જેવડા આસુ કઢાવે! પાર્વતીબહેનની દીકરી માટે હુ આટલુ પણ જો સહન કરી શકુ નહિ તો અમારા બહેનપણા શા ખપના?"

મારી બા, મારા એકલાની બા નથી, પણ જગત્ જનની છે જગતની માતા છે એમ મને તે દિવસે દેખાયું મારા જેવા એના અસખ્ય સતાનો છે, છતા બા મારામા જ બધાઈ ગઈ છે તે મારુ સૌભાગ્ય નહિ તો બીજુ શુ કહેવાય?

બહુ આગ્રહ કરવાથી વેણીબહેન પોતાને ઘેર ગયા, પણ જતા જતા મારા કાનમા કહેતા ગયા "ભાઈ, તારા ભાગ્યની ઈર્ષા આવે છે! તારી બા જેવી બા, પૂર્વે મહાપુણ્ય કર્યા હોય તેને જ મળે! પરાયાની ખાતર પણ એ કેટલો ત્રાસ સહન કરે છે!"

વેણીબહેનના એ શબ્દોએ મારી આખમાથી હર્ષાશ્રુ વહાવ્યા મારી બાની પ્રશસા સમજી મારુ રૂવેરૂવુ નાચી ઊઠયુ

આજે એ બા નથી, વેણીબહેન પણ નથી એમનો અમર પ્રેમ સાભરે છે ત્યારે આ અધારા મસારમા આઘે આઘે નાના દીપક જલતો દેખાય છે

ભાગ નહિ પડાવુ, દોડી દોડીને એમના કામકાજમા મદદ કરીશ

પણ આ એકની બે ન થઈ

"બેટા, મોટો થઈશ ત્યારે તુ આંખોયે નહિ રહે એ દિવસ પછી જજે ને! તીર્થસ્થાન ત્યાથી કોઈ થોડુ જ લઈ જવાતુ હતુ? તને તારા કાકા સાથે લઈ જાય, તો સહેજે તારા નિમિત્તે એમને બેચાર રૂપિયાનો ખર્ચ થાય આપણે રહ્યા ગરીબ માણસ એટલા પૈસા કયાથી કાઢીએ? અત્યારે તો માબાપની સેવા એ જ તારુ તીર્થસ્થાન'

આનો ઉપદેશ મારા માટે નકામો હતો જનની કરતા પણ પ્રકૃતિમાતા મને વધુ મહાન લાગી બેલ ગાડીઓ ધીમે ધીમે ચાલતી હોય બળદના ગળે બાધેલી ઘટડીઓ મૃદુ મૃદુ સ્વર રેલાવતી હોય, સવારનો બાળ સૂર્ય ધીમે ધીમે મો ઉપરનો પડદો આઘે ફગાવતો હોય વૃક્ષોના પાનમાથી સૂર્યકિરણો રસ્તા ઉપર પ્રકાશની રગોળી પૂરતા હોય, વચ્ચે વચ્ચે વાઘ, વરુ, સિહની વાતો ચાલતી હોય – એવી બધી કલ્પનાઓએ મને લગભગ ઘેલો બનાવી મૂક્યો હતો

જન્મદાતા માતાની હૂફાળી ગોદ તો છે જ, પણ પ્રકૃતિમાતાની ગોદમા બે ઘડી બેસવાનુ મળતુ હોય, તો એવી પળો ગુમાવવા હુ બિલકુલ તૈયાર નહોતો ધ્રુવની એકાકી તપશ્ચર્યા મને યાદ આવી.

"તે જ એક વાર ધ્રુવની તપશ્ચર્યાની વાત નહોતી કહી ? એ બાળક હતો, છતા એકલો વનમા તપ કરતો હતો આવતી કાલની કોને ખબર છે ? કાકાને કહીશ તો મને લઈ જશે, પૈસા નહિ માગે"

"કામ તારા ખર્ચ બદલ પૈસા ન લે એ એમની મોટાઈ પણ આપણે એમના ઓશિયાળા રહીને શા સારુ યાત્રા કરવી ? આપણો ભાર બીજા ઉપાડે એના જેવી કંગાલિયત બીજી કઈ છે ? અને તીર્થયાત્રા કે દેવપૂજામા તો એવી દીનતા આત્માની અવોગતિ કરે બીજાઓની પાસેથી મ દ મેળવીને પૂજા કે યાત્રા કરવી એના કરતા ભૂખ્યા રહીને, પગે ચાલીને જવુ એ મને વધારે ગમે છે"

"પણ હુ એની કયા ના પાડુ છુ ? હુ પગે ચાલવા તૈયાર છુ ખાવાનુ મળશે તો ઠીક છે નહિતર ઝાડના પાન ખાઈને ચલાવી લઈશ મારે તો માત્ર એમની સોબત જોઈએ"

"વાત તો ધ્રુવ જેવા મોટા તપસ્વીઓની કરે છે અને સોબત વગર નથી ચાલતું ! ધ્રુવને કોની સોબત હતી ? જેના દિલમા પ્રભુનો લગની લાગી હોય તે કોઈની સોબતની રાહ જોતો થોડો જ બેસી રહે ? એ તો સાવ નિર્ભય – નીડર – હોય

"એવાઓના માર્ગમા વાઘ–વરુ આવે, તોપણ આઘે ખસી જાય–માર્ગ કરી આપે અને એ ઝાડ નીચે

સૂનો હોય, વૃક્ષના પાનમાથી બેચાર ઊના કિરણ મો ઉપર પડતા હોય, તો મણીધર પોતે ફણ ચડાવીને એને છાયો કર એવા તપસ્વી તરસ્યા થાય તો પખીઓ પોતે ચાચમા પાણી ભરીને લાવી દે ભૂખ લાગે તો કામધેનુ પોતે હાજર થઈ જાય

' શ્રદ્ધા હોય, સામર્થ્ય હોય, તાલાવેલી હોય, તો સોમન શોધવા કોઈ ઊભુ ન રહે એવા શ્રદ્ધાળુઓ–સાહસિકોને સો કોઈ મદદ કરવા દોડી આવે હજી તુ બાળક છે એક વાર પાખો તો ફૂટવા દે, પછી તારે જ્યા જવુ હોય ત્યા જજે ને, હુ વચ્ચે નહિ આવુ "

મારી બાની એકે દલીલ મારા ગળે ઊતરે એમ તો હતું જ નહિ બળદગાડીઓ બીજે દિવસે વહેલી નીકળવાની હતી

મે વિચાર કર્યો આમ વાદવિવાદ કરવો નકામો છે સવારમા ઊઠીને ગાડીની પાછળ પાછળ ચાલી નીકળવુ – યાત્રિકોની નજરે ચડ્યા વિના પાછળ જવુ એ જ ઠીક છે

બાની રજાની આશા મે છોડી દીધી.

ઊઘમા પણ યાત્રા ના જ સ્વપ્ન જોયા, જાણે કે ભૂખ લાગી હોય તે વખતે ઝ ના પાન ચાવીને ચલાવી લઉ છું તરસ લાગી હોય ત્યારે એકાદ ઝરણાનુ પાણી પી લઉ છુ આમ સ્વપ્ન જોતા આખી રાત નીકળી ગઈ

સવાર પડ્યુ ત્યારે તીર્થયાત્રાની ગાડીઓ

રવાના થઈ ચૂકી હતી

નિશાળ હજી ઊઘડી નહોતી પણ નિશાળનુ બહાનુ કાઢી, નિશાળમા મારુ દફતર ફગાવી, પેલી ગાડીઓના ચીલે ચીલે ચાલી નીકળ્યો

ગાડીઓ સવાર પહેલા નીકળેલી, એટલે તે ઘણી દૂર નીકળી ગઈ હશે એમ ધારી હુ મૂઠીઓ વાળીને એની પાછળ દોડયો

નદી વટાવી, જ્યા આગળ બે સડકો ફૂટે છે ત્યા પહોચતા જ હુ તો થભી ગયો ગાડીઓ કયે રસ્તે ગઈ હશે? પૂછવુ પણ કોને?

ગાડાની જેમ પગ જે દિશામા વળ્યા તે તરફ ચાલવા લાગ્યો, પણ ગાડીઓનો પત્તો ન મળ્યો ગાડીઓ ઘણી આગળ નીકળી ગઈ હતી મારા જેવો દસ–અગિયાર વરસનો બાળક એને શી રીતે આબી શકે?

દોડી દોડીને થાકી ગયો હતો યાત્રિકોની ભાળ નહિ મળવાથી નિરાશ પણ થયો હતો આકાશમા સૂર્ય તપતો હતો હવે મારે શુ કરવુ? ગાડી પાછળ દોડવુ કે ઘેર પાછા ફરવુ? પેટમા ભૂખ પણ લાગી હતી

સ્વમાન અને શરીર વચ્ચે એ વખતે ભારે વિવાદ ખડો થયો

શરીર કહે "ચાલ ઘેર, પાછો વળ!"

સ્વમાન કહે "ખબરદાર! શું મોઢુ લઈને ઘેર જશે?'

પગ કહે "હવે આપણાથી આગળ જવાય તેમ નથી"

સ્વમાન કહે 'લોકો તારી મશ્કરી કરશે તે તું કેમ સહન કરી શકશે?"

ભૂખ્યો, તરસ્યો, થાકેલો, નિરાધાર જેવો હું એક જૂના મંદિરની અંદર પાછલા ભાગમાં જઈને બેઠો. સ્વમાન અને શરીર વચ્ચેના વિવાદનો નિકાલ ન થાય ત્યાં સુધી ધ્રુવની જેમ અહીં જ બેસી રહેવું એવો નિશ્ચય કર્યો

પાછળ મારી ગોતાગોત શરૂ થઈ ચૂકી હતી. હું નિશાળનું બહાનું કાઢી, બહાર નાસી ગયો છું એ વાત મારી શેરીમાં ફેલાઈ ગઈ

મારા પિતાજી અને બીજા એમના સગાસંબંધી ઓ મને શોધવા બહાર નીકળી પડ્યા

મારા ગૃહત્યાગ પાછળ કેવી કલ્પનાઓ થયેલી અને હું કેવી રીતે પકડાઈ ગયો તે પ્રકરણ નવલકથામાં કામ લાગે એવું હોવાથી તેનું વર્ણન અહીં નથી કરતો. એટલું કહું કે ભૂખ્યો–તરસ્યો પડ્યો હતો ત્યાંથી ચોરની જેમ પકડાયો અને ચોરને જોવા બાળકોના ટોળાં ઊભરાય તેમ મને જોવા માટે લોકો એકઠા થઈ ગયા.

એટલું ઠીક થયું કે ઘરમાં આવ્યા પછી મને કોઈ વઢ્યું નહિ વઢવા–લડવા માટે આ અવસર ^ ન

ગણાય એમ ધારી પિતાજીએ મન ઉપર એટલો સયમ રાખ્યો હશે એમણે માનેલુ કે મન્તરની બીકથી હુ નાસી ગયો હોઈશ વધુ તપાસ કરવાની એમને જરૂર ન લાગી

બાકી ખરી વાત તો અમે ત્રણ જણ જાણતા હતા–એક હુ, બીજી મારી બા અને ત્રીજા મારા અતર્યામી

હાથપગ ધોઈને હુ ખાવા બેઠો, એટલે બા મારી પડખે આવીને બેસી ગઈ

' બેટા, થાક તો લાગ્યો હશે, ખરુ ને ?" એમ કહીને તે મારા વાસા ઉપર વાત્સલ્યભર્યો હાથ ફેરવવા લાગી

વચ્ચે વચ્ચે કહેવા લાગી "મારુ કહ્યુ માન્યુ હોત, તો આટલો હેરાન ન થાત પણ જે થયુ તે ઠીક થયુ "

બાની શાતિ, મમતા જોઈને મારાથી રડી જવાયુ

બાએ ઓઢણાના છેડા વતી મારા આસુ લૂછી નાખ્યા તે દિવસે મારી અને બાની વચ્ચે ઘણી વાતો થઈ એમાથી આટલુ સાભરે છે બાએ કહેલુ

"તુ નાસી ગયો તેથી મને મુદ્દલ દુખ નથી થયુ તુ અમારે ત્યા જન્મ્યો એટલે અમારા ઘરમા જ પડી રહેવાનો એમ તો મે કદી માન્યુ જ નથી વિશાળ

અને વિરાટ વિશ્વ એ જ તારુ ઘર છે આ ઘર તો ઘડીભરનુ વિશ્રામસ્થાન છે

'તુ મોટો વશે, તને પાંખો આવશે, એટલે અમને પડતા મૂકીને ક્યાનો ક્યા ઊડી જઈશ ઊડવા માટે જ તું અવતર્યો છે ઘણા છોકરા ખોટી સોબતે ચડીને ઘરબાર મૂકીને નાસી જાય છે તુ તો તીર્થના દર્શન માટે ભાગ્યો હતો એવા પુણ્યકાર્ય માટે મારો બાળ આવુ સાહસ કરે તે જોઈને મને દુખ કેમ થાય?

"તે ચોરી–ચુગલી કરી હોત, તે કોઈની સાથે મારામારી કરી હોત અને નાસી ગયો હોત તો મને જરૂર દુખ થાત પણ તે તો સત–મહત–સાધુની જેમ પવિત્ર હેતુ અર્થે ઘરનો ત્યાગ કર્યો હતો, એટલી શક્તિ નહોતી છતા પ્રયત્ન કર્યો હતો તને ભલે પહેલા જ પ્રયત્નમા સફળતા ન મળી, પણ એથી કરીને હુ મુઈ માઠુ લગાડવાની નથી

"તારી બા જો એટલુ પણ ન સમજે, તો તે તારી બા થવાને નાલાયક હતી એમ જ દુનિયા કહેશે તુ કોઈ મહાન, પવિત્ર, લોકોપકારક ઉદ્દેશથી ઘરનો ત્યાગ કરીને ચાલી નીકળે એવી તો હુ રોજ પરમાત્માને પ્રાર્થના કરુ છુ'



# કોણ મહાન ?



૧૧

**મા**નવીને ભૂખ લાગે છે તેમ પશુ–પ્રાણી પણ ભૂખ્યા થાય છે માનવી અને પશુ બને પેટ ભરવા માટુ આહાર કરે છે, પરતુ માનવી સભ્ય અને સસ્કારી હોવાથી ગમે તે રીતે, ગમે તેવુ, ગમે તે સ્થાને ખાઈ લેવુ અને ઓહિયા કરીને ચાવના થવુ એમ નથી માનતો

માનવી પોતાના આહારને સસ્કારે છે, આહારના વિષયમા સયમ જાળવે છે અને એ રીતે ભૂખ ઉપર પણ જાણે કે પોતાનો વિજય પ્રમોધનો હોય તેમ ભૂખને ગૌણ બનાવી, સયમ ને નિયમને દીપાવે છે

મોટા જમણવારોમા જ્યારે કાળો કોલાહલ મચી રહ્યો હોય છે એકબીજા વચ્ચે ઝોટાઝોટી થતી હોય છે અને પેટ ભર્યા પછી પોણો ભાગ એઠવાડમા હડસેલીને જમનારો જ્યારે ચાની નીકળે છે, ત્યારે માનવીમા રહેલો પશુભાવ પ્રત્યક્ષ થાય છે

કેટલાક જમનારાઓ એવા હોય છે કે જોઈએ તે કરતા એક દાણો પણ વધુ નથી લેતા એમની જમવા ની રીત એટલી સ્વચ્છ હોય છે કે કોઈને સૂગ ન

આવે જમી રહ્યા પછી એમની થાળી જોઈએ તો જાણે ઊટકેલી થાળી પડી હોય એવો ભાસ થાય

મારા પિતાજીની જમવાની પદ્ધતિ એવી જ સ્વચ્છ અને આકર્ષક હતી જમતા જમતા દાળ, ભાત, શાકનો એક કણ પણ થાળી બહાર ન પડે તેની તેઓ સાવચેતી રાખતા જમતી વખતે કોઈ દિવસ એમણે કકળાટ કે ફરિયાદ નથી કરી, જમતા જમતા કોઈ વાર કાકરી કે વાળ જેવુ આવી જાય તોપણ એમણે એનુ પ્રદર્શન નથી ભર્યું

ખાવાની વસ્તુમા મીઠુ મરચુ ઓછુ–અદકુ પડયુ હોય તોપણ એમણે યથાશક્તિ સયમ જ જાળવ્યો છે કોઈ પૂછે કે 'કેવી છે આજની રસોઈ ?" મારા પિતાજી તરત જ જવાબ દે "રાજભોગ્ય! મોટા મહારાજાને પણ અદેખાઈ આવે એવી!"

મારી બા રસોઈના વિષયમા કેટની કુશળ હતી ત હુ કહી ગયો છુ પણ એક વાર એની ભૂલ થઈ ગઈ, શાકમા મીઠુ નાખવુ જ રહી ગયુ બનતા લગી બાના હાથથી એવી ભૂલ ન થાય, પણ તે દિવસે માનસિક વ્યગ્રતા કે ઉપાધિને અગે જ એમ બનવા પામ્યુ હશે

બાપુજી જમવા બેઠા પણ શાક મોળુ કે ફિક્કુ છે એવી મતલબનો ઈશારો સરખો પણ ન કર્યો થાળીમા એક કોર મીઠાની ચપટી પડી હતી પણ એને આગળી સરખી પણ એમણે ન અગાડી અસ્વાદવ્રત

કાણુ મહાન ?

લીધુ હોય તેમ વ્રતધારીની જેમ તેમણે ખાવા માંડ્યુ શાકમા મીઠુ નથી એવો કોઈને સશય સરખો પણ ન ઊપજ્યો

બાપુજી ન બોલે તો અમારાથી કેમ બોલાય? હુ બો યો નહિ, તેમ શાક ખાવાની મારી હિમ્મત પણ ન ચાલી

બાએ મને પૂછ્યુ "બેટા આજે રોજની જેમ શાક કેમ નથી ખાતો ?"

હુ જવાબ આપુ તે પહેલા જ બાપુજી બો યા "હવે તો એ અગ્રેજી ભણે છે ને, એટલે શાક બહુ ન ખાય!"

મારા અગ્રેજી ભણતર ઉપર આક્ષેપ આવ્યો એટલે મારાથી બોલી જવાયુ "અગ્રેજી ભણાવવાથી છોકરા બગડી જતા હોય, તો પછી મને શા સારુ ભણાવો છો?"

વાતચીતનો પાટો જ બદલાઈ ગયો શાકને બદલે ભણતરની ચર્ચા ઉપર અમે ઊતરી પડ્યા

અમે જમી ઊઠ્યા એટલે બા જમવા બેઠી શાકમા મીઠુ નાખવુ રહી ગયુ છે તે એને ત્યારે સમજાયુ અને સાચે જ એનો જીવ કચીએ કચીએ કપાયો હુ પાસે ઊભો હતો. મને એ કહેવા લાગી

'બેટા તે મને કહ્યુ કેમ નહિ? શાક તો સાવ મોળુ છે!"

"મારા બાપુજી ચૂપ રહ્યા, એટલે હું પણ ન બોલ્યો." મે જવાબ આપ્યો.

'તે શાકને હાથ ન અડાડચો એટલે મને શંકા તો પડી જ હતી, પણ તમે આવું કાવતરું રચશો એવી કલ્પના મને કચાથી આવે? ભૂલ મારી જ હતી તમને ઠપકો આપવો હવે નકામો છે તમે બધાએ આવું મોળું શાક ખાધું તે સમજ્યા પછી મને બહુ લાગી આવે છે" બાના સ્વરમા પશ્ચાત્તાપનાં પુનિત આંચ હતી

મારા બાપુજી મારી બાને માઠું લાગે એવું વેણ ભાગ્યે જ બોલતા તેઓ એમ માનતા કે જેણે ચૂલા પાસે બેસીને આટલી કડાકૂટ કરી, ઉનાળાના દિવસોમા ગરમી વેઠીને આપણા સારુ ભાત–દાળ–શાક–રોટલી તૈયાર કર્યા તેની કદાચ નાની સરખી પણ ભૂલ થઈ હોય, તો આપણે જતી કરવી જોઈએ–થોડી ભૂલ બદલ એમને માથે છાણા થાપવા એ અન્યાય છે જેઓ ગુણ કે ઉપકાર નિહાળવાને બદલે રાંધનાર માણસના દોષો જ જુએ છે, વાતવાતમા તેમને તિરસ્કારે છે, તેઓ કૃતઘ્ન બને છે

હું જ્યારે મારી બાની પ્રકૃતિનો અને બાપુજીના સ્વભાવનો વિચાર કરું છું ત્યારે જીભ ઉપર આટલો કાબૂ ધરાવનાર મારા બાપુજી મહાન કે પોતાની નાની ભૂલને માટે પશ્ચાત્તાપ કરનાર મારી બા મહાન એવો

કોણ મહાન?

એક પ્રશ્ન ઊઠે છે મારે મન તો બન્ને મહાન લાગે છે

આપણી સંસ્કૃતિ સંયમ અને સમાધાનના પાયા ઉપર જ રચાઈ છે મને મારા માતપિતા તરફથી એ સંસ્કૃતિનો આવો સુંદર વારસો મળ્યો તે બદલ હું મને બડભાગી માનુ છુ



## પ્રાર્થના અને ગુસ્સો

૧૨

મારી ઉમર લગભગ ૧૧ વર્ષની હશે શહેરમા ભણવા ગયેલ ત્યાથી મારા ગામડાગામમા આવ્યો હતો અમારા ઘરની પરિસ્થિતિ એ ટાણે કેવી દયાજનક હતી તેની કલ્પના નીચેની થોડી લીટીઓ વાચવાથી આવી શકશે

મારા બાપુજી સ્વદેશીની ચળવળ અગે જેલમા ગયેલા તે તરતમા જ છુટયા હતા એમની તબિયત બહુ જ ખરાબ થઈ ગઈ હતી મારી મોટી બહેન એ-ચાર દિવસ માટે હવાફેર સારુ આવેલી તે પણ અણધારી માદગીના બિછાને પડી હતી ઘરના કામકાજનો બધો ભાર એકની મારી બાના શિરે હતો મારી બહેનને એક નાની દીકરી હતી પણ માનુ ધાવણ એને મળી શકતુ નહિ, માતાનો વહાલસોયો હાથ એના અગ ઉપર ફરતો નહિ એટલે તે આખો દિવસ રડયા કરતી

મોટી બહેન એક દિવસે બેભાન જેવી બની ગઈ, મૂર્છામા ને મૂર્છામા સાસરિયાના એવા જુલમો એણે વર્ણવ્યા કે કોઈ પણ સહૃદય શ્રોતાને સતાપ થયા

વિના ન રહે મારી બાની વ્યથા તો વર્ણવી શકાય તેમ નહોતી

સ્ત્રીઓએ સાસરિયાના જે ગીત રચ્યા છે તેમા કારેલાની વેલ સાથે માસરિયાને સરખાવ્યુ છે કારેલુ જેમ કડવાશ નથી મૂકતુ, તેમ માસરિયુ ગમે તેટલુ સારુ ગણાતુ હોય તોપણ કડવાશ તો રહેવાની જ

નિશાળમા શિક્ષકની સોટીઓ સહન કરતો વિદ્યાર્થી જ્યારે પોતે શિક્ષક બને છે, ત્યારે સોટીના વેદના ભૂલી જાય છે – પોતે જ વિદ્યાર્થીઓને સોટીઓ સબકાવે છે

વહુ પણ સાસુના ત્રાસ વેઠયા પછી જ્યારે પોતે સાસુ બને છે, ત્યારે પોતાની પુત્રવધૂ ઉપર એવી જ જુલમની ઝડીઓ વરસાવે છે હિદુ મસારની આ દુખકથા કયા જઈને કહેવી ?

જે આર્ય સસ્કૃતિ પશુ, પ્રાણી, વનસ્પતિ ઉપર પણ પ્રેમ વરસાવવાનુ આગ્રહપૂર્વક કહે છે, જે આર્ય મસ્કૃતિ એકબે દિવસ માટે ઘર–આગણે આવી ચડેના અતિથિને દેવસ્વરૂપ માનવાનુ ઉપદેશે છે, તે જ આર્યસમાર આજે માતપિતાની શીળી છાય મૂકીને સાસરે આવેની અબળાઓ ઉપર જ્યારે અગાર વરસાવે છે, ત્યારે સસ્કૃતિ, સભ્યતા કે આધ્યાત્મિકતાનુ આપણુ અભિમાન માત્ર છેતરપિડી હોય એમ લાગે છે સાસુસસરા પુત્રવધૂના માતપિતાનુ સ્થાન ન લઈ

શકે તો કંઈ નહિ, માણસાઈ પૂરતો વહેવાર પણ શું ન રાખી શકે ?

બપોરે મારી બા ઝાલિયામાં પાણીનાં પોતાં બોળીને મોટી બહેનના કપાળ ઉપર મૂકતી હતી બહેન બેભાન હતી ગામડામાં બરફ કે કોલન વૉટર ક્યાંથી મળે ? પાટી જ અમારા માટે બરફની ગરજ સારે છે પોતાં મૂકતી બા, કોણ જાણે શું પણ કંઈક યાદ આવ્યું હોય તેમ ઊઠીને ઊભી થઈ અને પાસેના ઓરડામાં ગઈ

મેં ત્યાં જઈને જોયું તો બા બે હાથ જોડીને, આંખો મીંચીને, આકાશ તરફ માથું કરીને દેવાધિદેવને પ્રાર્થના કરતી હતી એ પ્રાર્થના મોટી બહેનને આરોગ્ય અર્પવા સબંધી જ હોવી જોઈએ મારી બાને ઈશ્વર ઉપર, ધર્મ ઉપર ખૂબ આસ્થા હતી, છતાં એ આગ્રહ કે પ્રાવલ્ય નહોતી

એટલામાં મોટી બહેનની નાની દીકરી, જે પારણામાં સૂતી હતી તે ઊઠી અને ઊઠતાંની સાથે જ રોવા માંડી

બાએ મને બોલાવીને કહ્યું 'બેટા તારી મોટી બહેનને અત્યારે ઠીક નથી, આ છોકરીને જરા બહાર લઈ જા અને રમાડ !'

નાની રજુને હું બહાર રમાડવા લઈ ગયો પણ એ બાળકના દેહ ઉપર માતાનો કોમળ હાથ નથી

કર્યો, જેને પૂરુ પોષણ નથી મળ્યુ તે રમે પણ શી રીતે? રગુ ઘડીએ ઘડીએ રાગ કાઢીને રડવા મડી જાય મે મારાથી બનતો પ્રયત્ન કર્યો, પણ રગુને વધુ વખત રમાડી શકયો નહિ એના રુદનનો અર્થ સમજવાની મારામા શક્તિ નહોતી

રગુને હુ ઘેર પાછી લઈ આવ્યો મારી બાના ઘડ ઉપર એ વખતે માથુ જ નહોતુ એમ કહુ તો ચાલે ઘડીક વાર મોટી બહેનના ખાટલા પાસે બેસે, માથે પોતા મૂકે, ઘડીક વાર મળવા આવ્યા હોય તેમની પાસે બેસે, ઘડીક રસોડામા આટો મારી આવે, ઘડીક સજવારીવામણુ કરે બાના કામકાજનો પાર નહોતો, એટલે પડે એ કેટલુક કરે? અધૂરામા પૂરુ હુ પાછો રડતી રગુને ઘેર લઈ આવ્યો

મારી બાને જે પરિસ્થિતિમા કામ કરતી જોઉ છે તે ઉપરથી મારો એવો નિશ્ચય બધાઈ ચૂકયો છે કે કષ્ટો સહન કરવામા સ્ત્રીજાતિની સરખામણીમા કોઈ ઊભુ રહી શકે નહિ આટલા કષ્ટ મૂગે મોઢે ખમવા છતા એના નસીબમા હમેશા જશને બદલે જોડા જ હોય છે

ધરતીમાતા જેટલી ક્ષમાશીલ અને સહનશીલ જો કોઈ હોય, તો તે એકમાત્ર માતાની જાતિ જ્યા આવી દેવીઓ રહેતી હોય છે તે ઘર પણ મને દેવીમદિર જેવુ જ લાગે છે એવી દેવીઓના ચરણમા

મારુ મસ્તક નમી પડે છે

આવી ક્ષમાશીલ, સહનશીલ સ્ત્રીની સહન શક્તિને પણ મર્યાદા હોય છે હુ રડતી રગુને લઈ આવ્યો એટલે મારી બા મારા ઉપર ગુસ્સે થઈ મને વઢવા લાગી

"ખાતી વખતે ન હોય ત્યાથી આવશે, કામ કરતા ઘા લાગે છે તને? થોડી વાર બહાર રમાડી હોત રગુને, તો કઈ દૂબળો ન પડી જાત સૌ મારા જ લોહીના તરસ્યા છો!"

બાના મહેણા કરતા પણ એની વિહ્વળ દશા મને વધુ આઘાતજનક લાગી મારી આખમા આસુ ભરાઈ આવ્યા હુ ફરી વાર રગુને બહાર લઈ ગયો રોતી રગુ મારા ખભા ઉપર જ ઊઘી ગઈ

ચકમકના પથ્થરમા અગ્નિ તો હોય છે જ, પણ અથડાયા વિના આગના તણખા નથી ઝરતા મારી બા તે દિવસે મને વઢી ન હોત તો કદાચ મારા જીવનમાથી નવો તણખો ન ઝરત – મને નવો પ્રકાશ ન મળત

મને તે દિવસે થયુ કે જે ઘરમા રહેતા હોઈએ – જે ઘરનું અન્ન ખાતા હોઈએ, તે ઘરના કામકાજ કરી આપવા આપણે હમેશ ઉદ્યમશીલ રહેવું જોઈએ ઘરનું નાનુંમોટુ કામ ન કરીએ, તો આપણો ખાવાનો હક્ક નથી રહેતો મને તે દિવસે એટલુ સમજાયુ

મે ભગવાનને પ્રાર્થના કરી

પ્રાર્થના અને ગુસ્સો

"ભગવન્, મને શક્તિ આપજે! મારી બાના દુખમા હુ ભાગ લઈ શકુ એટલુ બળ આપજે!"

ભગવાને મારી પ્રાર્થના સાંભળી

મારી મોટી બહેન પણ હવે હરીફરી શકે એવી થઈ અમારો ભાઈબહેનનો તે દિવસે પુનર્જન્મ થયો

મારી મોટીબહેનને બાની પ્રાર્થનાના પ્રતાપે નવો દેહ મળ્યો મને મારી બાના ગુસ્સામાથી નવુ હૃદય મળ્યુ



# પિતાની કઠોરતા અને મૃદુતા

૧૩

અમારા ગામમા અંગ્રેજી નિશાળ નહોતી, એટલે મારા બાપુજીએ, છસાત ગાઉ દૂર આવેલા ગામમા રહીને હુ અંગ્રેજી ભણી શકુ એવી ગોઠવણ કરી.

શનિવારે સવારની નિશાળ હોય અને રવિવારે આખા દિવસની રજા હોય, એટલે શનિવારે બપોરે પગપાળો નીકળી, રવિવાર બા પાસે ગાળી, સોમવારે પાછો નિશાળના વખતે હાજર થઈ જતો

એક શનિવારે એ પ્રમાણે હુ મારે ઘેર જવા નીકળ્યો તે દિવસે કોણ જાણે કેમ પણ આ સસાર સાગરમા હુ એકલો હોઉ અને ક્યાય કાઠો ન દેખાતો હોય એવો ખિન્ન તથા ઉદાસીન થઈ ગયો હતો

નાનપણથી જ મારી વૃત્તિ એવી ઘડાઈ ગઈ હતી કે મને કોઈની સગત બહુ નહોતી ગમતી સૌની સાથે હળુમળુ ખરો પણ જાણે કે બધાથી જુદો પડી જતો હોઉ એમ લાગે

આ સસારમા મારુ કોણ એ પ્રશ્ને મને ઘણી વાર મૂઝવ્યો છે, ઘણી વાર એકાન્તમા મને રડાવ્યો છે

# પિતાની કઠોરતા ને મૃદુતા

મહાસાગરના એક ટીપા કરતા પણ નગણ્ય હોઉં, વૃક્ષના એક સૂકા પાન કરતા પણ નિર્માલ્ય હોઉં એમ મને ઘણી વાર લાગ્યુ છે થોડો પણ પ્રેમ કે સદ્ભાવ જો કોઈ મારી પ્રત્યે બતાવે તો હુ ગળગળો થઈ જઉં જન્મજન્માનરથી પ્રેમ અથવા સૌહાર્દનો ભૂખ્યો હોઉં એમ મને ઘણી વાર લાગ્યુ છે

માણસ અન્ન–પાણી સિવાય જીવી શકે, પણ પ્રેમ સિવાય શી રીતે જીવી શકતો હશે, એ મને હજી સુધી નથી સમજાયુ

જીવનમા શક્તિ – પ્રેરણાસ્વરૂપ જો કઈ હોય તો તે પ્રેમ! વૃક્ષને પોષણ ન મળે તો તે કરમાઈ જાય, તેમ જેના જીવનમા સ્થિર, ભરપૂર પ્રેમનુ સિચન નથી થયુ તે અકાળે કરમાઈ જાય છે મૂળથી માડી, છેની નવી કૂપળ સુધી વૃક્ષનો પ્રાણરસ રેલાઈ જાય છે, તેમ માનવીના જીવનમા પણ પ્રેમરસની ધારા બધે ફરી વળવી જોઈએ

બાનો પ્રેમ મને સહજ અને સુલભ હતો, છતા એ પ્રેમથી હુ ધરાયો હોઉં – મારી ભૂખ મટી હોય એમ મને નથી લાગ્યુ બે દિવસ બાના સ્નેહસાગરમા સ્નાન કર્યા પછી અઠવાડિયાના બાકીના દિવસ એકદમ નીકળી જતા ફરી પાછો બાને મળવા હુ તલસતો

આજે હવે સમજાય છે કે પ્રેમ લેવા અને સઘરવા કરતા પ્રેમ આપવામા ઓછો આનદ નથી

નાનો છોડ બગીચામા વાવ્યો હોય તો એ સુકાઈ જાય નહિ તે સારુ તેને સતત પાણી મીચવુ પડે, વધારે પડતા તાપથી કરમાઈ ન જાય તે માટે આછીપાતળી વાડ પણ કરવી જોઈએ એ રીતે એની ઉપર અને એટલો પ્રેમ સીચવો જોઈએ પણ એ રોપ જ્યારે વૃક્ષરૂપ બને છે ત્યારે પછી એને વાડની કે પાણીની જરૂર નથી રહેતી એ પોતે જ થાકેલા મુસાફરો ઉપર પ્રેમનો અભિષેક કરે છે – પોતે તપીને પણ પોતાના આશ્રયે આવેલાઓને શીળી છાયથી નવાજે છે

બાલ્યાવસ્થામા જેને પ્રેમ નથી મળ્યો તે ઘણુ કરીને મોટપણે કઠોર બને છે એ પોતે જ જો પ્રેમથી વચિત રહ્યો હોય, તો જગતને આપવા જેવુ બીજુ એની પાસે શુ હોય?

બાને ભેટવા મારુ હૈયુ ઊછળતુ હતુ રસ્તામા એક વાવ આવતી હતી એ વાવના ઇતિહાસમા ઘણી વિચિત્ર અને ભયકર દતકથાઓ ભળી ગઈ હતી

વાવના પગથિયા એટલા વિશાળ હતા કે ઘોડે-સવાર ઘોડા ઉપર બેસીને ખુશીથી આ વાવમા ઊતરી પાણી પી શકે

મે એ વાવમા ઊતરીને નિરાતે થોડુ પાણી પીધુ બીક તો લાગતી જ હતી, પણ બાના વિચારે મારી એ બીક નીકળી ગઈ

દીવાટાણે ઘેર પહોચ્યો બાએ હાથમાનુ કામ

થોડી જ દીધી છે ? તારા બાપુ કોઈ દિવસ એકાદુ આકરુ વેણ કહી નાખે, એમા રોવા શુ બેઠો ? કાલે વાળદ પાસે જઈને વાળ કપાવી આવજે ”

રસ્તાના થાકને લીધે રાત્રે હુ વહેલો સૂઈ ગયો સવારે ઊઠ્યો ત્યારે બા પ્રભાતિયુ ગાતી હતી હુ મારી પથારીમા ઊઠીને બાની પાસે જઈને ફરી સૂઈ ગયો

બા મને પોતાના શાન ઓઢાડી, પપાળવા લાગી બારતેર વરસનો કિશોર હુ જાણે ફરી એક વાર બાળક બની ગયો હોઉ એમ મને થયુ

પ્રભાતિયુ પૂરુ થયુ એટલે મે બાને પૂછ્યુ ગઈ રાતનો મારા બાપુજીનો ઘા હજી હૈયામા ખૂચતો હતો

“બા મને બાપુજી વઢવઢ કરે છે તે આ ઘરમા રહીને શુ કરુ ? તુ કહેતી હો તો આજે ને આજે જ નીકળી જઉ ”

“બેટા આમ નજીવી વાતમા જો બાટલો બધો ઉશ્કેરાઈ જશે તો મોટપણે તારો વહેવાર કેમ ચલાવી શકશે ? બાપુજી હોય તો વઢે પણ ખરા બીજા કોઈએ તારુ નામ લીધુ હોત, તને દુભા યો હોત તો એ જ તારા બાપુજી એની સામે લડવા જાત સ્નેહ હોય ત્યા કોઈક દી કડવા વેણ સાભળવા પડે ”

માએ પ્રેમધારા વરસાવતા કહ્યુ

“અને બીજી તને કઈ ખબર છે ? આજકાલ

આપણી સ્થિતિ ખરાબ છે તારા બાપુજી કેટલી ચિતામા દિવસો ગાળે છે તેનુ તને શુ ભાન છે? ગુસ્સે થઈ ને બહારથી આવ્યા હોય તો ન કહેવાનુ કહી નાખે! તને જેણે નાનેથી મોટો કર્યો, તારી ખાતર કરજ કરીને તને ભણાવ્યો પોતે ફાટેલા લૂગડા પહેરીને તને શણગાર્યો, તેમના મુખના બે આકરા વેણ પણ તુ સહન ન કરી શકે તો દુનિયામા શી રીતે જીવી શકશે? પગલે પગલે જ્યારે અપમાન, અન્યાય, અત્યાચારનો સામનો કરવો પડશે, ત્યારે એટલુ ધૈર્ય ક્યાથી મેળવશે?"

"પણ માથાના વાળ થોડા વધ્યા, તેમા વઢવા જેવુ શુ હતુ?" મારા મનમા બાપુજીના શબ્દો કાટાની જેમ ખૂચતા હતા

"તારા બાપુજી રહ્યા જૂના જમાનાના તારા મોટા વાળ જુએ એટલે એમને લાગે કે રખે ને આ છોકરાનુ ફટકી જશે"

બા જાણે કે જૂના અને નવા જમાનાના સીમાડા વચ્ચે ઊભી હોય અને બન્નેનો સુમેળ બેસાડતી હોય તેમ કહી રહી

"તું જ્યા સુધી નાનો છે, એમનુ કહેવુ સાભળે છે અને માને છે, ત્યા સુધી તને કહેશે પછી કોઈ થોડુ જ કહેવા આવવાનુ હતુ? તુ તારે ઠેકાણે અને અમે અમારા ઠેકાણે"

"પણ મે માથે વાળ વધાર્યા એમા એવો કયો

મોટો અધર્મ થઈ ગયો ?" બા નરમ પડતી જતી હતી તેમ મે એની આકરી તાવણી કાઢવા માડી

"ધર્મ-અધર્મની વાત તો હુ શુ જાણુ ? આચાર એ જ અમારે મન ધર્મ ખાવુ, બેસવુ, ઊઠવુ, બોલવુ એ બધા આચારો પ્રામાણિકપણે પાળ્યા હોય, તો તે ધર્મરૂપ બને અને એથી ઊલટી રીતે વર્તીએ તો અધમરૂપ બને અમે તો એટલુ જાણીએ કે તને તારા વાળ ઉપર મોહ લાગ્યો, એટલે એ અધર્મ-અનાચાર એ મોહ ગયો એટલે એ સદાચાર"

એ વખતે બા મને બરાબર ન સમજાવી શકી, પણ હવે હવા અને પ્રકાશની જેમ ધર્મ કેટલો વ્યાપક છે તે સમજાય છે

વાળમા મને સૌંદર્યનો આભાસ થયો હતો સદ્ગુણ અને સ્વચ્છતામા સૌંદર્ય જોવાને બદલે ડોળ અને ટાપટીપમા મે સૌંદર્યની કલ્પના કરેલી, તે અધર્મ હતો, અનાચાર હતો બાનો કહેવાનો એ જ આશય હશે

એ પછી બા ઊઠીને ઘરકામે વળગી

બપોરે જ્યારે હુ જમવા બેઠો, ત્યારે મારા બાપુજી પણ અમારી પગતમા બેઠા હતા મારી ખાતર તેઓ આજે બેત્રણ શાક અને મીઠાઈ પણ બજાર માથી ખરીદી લાવ્યા હતા આગ્રહ કરી કરીને મને એ જમાડવા લાગ્યા

## પિતાની કઠોરતા ને મૃદુતા

આગલા દિવસે જેમણે મને વેણુના ઘા માર્યા હતા, જેને લીધે હુ ઘરમાથી નાસી જવાની વેતરણ કરતો હતો, તેઓ પોતે આજે મારી ઉપર મુશળધાર હેત વરસાવી રહ્યા હતા પ્રેમ અને કઠોરતાનો એક જ સ્થાને આવો સમાવેશ થયેલો જોઈને હુ દગ થઈ ગયો મને થયુ કે જો આગલી સાજે એમના વેણુ સાભળીને ઘરમાથી નાસી ગયો હોત, તો એમના સ્નેહ કોમળ હૈયાને કેટલો કારમો આઘાત થાત!

વળતે દિવસે જ્યારે હુ બા અને બાપુજીની સ્નેહભરી વિદાય લઈને રસ્તે પડચો, ત્યારે મારુ મો છેક પડી ગયેલુ જોઈને એક રાહદારીએ મને પૂછ્યુ પણ ખરુ,

"છોકરા! રોતી–સૂરત જેવો કા દેખાય છે? માબાપ વગરનો છે?"

મે કહ્યુ "બન્ને હયાત છે એમનો અથાગ પ્રેમ માથે મૂકીને જઉ છુ એટલે પગ નથી ઊપડતા પ્રેમને લાયક હોત અને પ્રેમ મળ્યો હોત તો પ ચાવી લેત, પણ મારા જેવા પામર ઉપર આવો પ્રેમ ઊતર્યો છે, તેથી તેને લાયક કેમ બનવુ એની જ ચિતા કર્યા કરુ છુ"

રાહદારી મારા કહેવાનો અર્થ સમજ્યો હશે કે કેમ તે તો કોણુ જાણે પણ એણે મારી તરફ દયાભર્યો દૃષ્ટિપાત કર્યો અને એ ઝડપથી ચાલી નીકળ્યો.

# આવા ઘેર રોજ દિવાળી



૬૪

દિવાળીના તહેવારોમા હુ વળી પાછો ઘેર આવ્યો નિશાળમા રજા પડી હતી

બાપુજીએ દિવાળીના પર્વના દિવસોમા અમને બન્ને ભાઈઓને પહેરવા સારુ નવા ઝભ્ભા સિવડાવી દીધા

બાપુજીને લૂગડાંલત્તાનો બહુ શોખ નહોતો—શોખ હોય તોપણ ઘરની સ્થિતિ એવી હતી કે નવા કપડા પોષાય નહિ તેઓ જે ધોતિયુ પહેરતા તે સત્તર ઠેકાણેથી ફાટી ગયુ હતુ બા થીગડા દઈ દઈને થાકી ગઈ હતી

હમણા હમણા એમના ધોતિયાની દશા એવી હતી કે મૂળ કયુ અને થીગડુ કયુ એનો નિર્ણય કરવા તપાસપંચ બેસાડવુ પડે

બાને એ નહોતુ ગમતુ, પણ બા બિચારી શુ કરે ? બા પણ ફાટેલા-સાંધેલા કપડા જ મોટે ભાગે પહેરતી કોરુ-કડકડતુ વસ્ત્ર મે એના દેહ ઉપર ભાગ્યે જ કોઈ વાર જોયુ હશે બા પોતે તો નભાવી લેતી,

આવા જ રોજ દિવાળી !

પણ બાપુજીના બાવા છીણું વસ્ત્ર માટે ચિંતા કર્યા કરતી

એટલામા મારા મામા તરફથી ભાઈબીજને ત્રણ રૂપિયા રોકડા અને બીજી ખાવાની કેટલીક વસ્તુએ આવી બાએ મને થોડી બદામ, દ્રાક્ષ તવા પીપરમાંટ ની ગોળીઓ ખાવા આપી નાના ભાઈને પણ થોડુ આપ્યુ અમે બન્ને જણા નાજી ધતા વતા ચીથરાને બનાવેલો એક દડો લઈ ને બહાર રમવા ગયા

અમે રમતા હતા ત્યા બાએ મને સાદ કર્યો હુ આવ્યો એટલે બાએ બહુ જ ધીમેથી મારા કાનમ કહેવા માડયુ

"આપણા કાપડિયાની દુકાન છે ને, ત્યા જઈને એક ધોતીજોટાનુ શુ એમશે તે પૂછી આવ પૂછે તે કહેજે કે તારા બાપુજી માટે જરૂર છે તારા બાપુજી કયા છે એમ પૂછે તો, બહારગામ ગયા છે, આજકાલમ આવી જશે, એમ કહેજે"

દોડતોક હુ કાપડિયાની દુકાને ગયો એ શેઠન બે પુત્રો—મોહન તથા બદરી—માન દોમ્ન ધત હતા એમણે મને જોઈને કહ્યુ "કેમ, તાકા ઉપરન છબીઓ લેવા આવ્યો છે ને?"

મે ના પાડી

"હુ તો ધોતીજોટાનો ભાવ પૂછવા આવ્યો છુ" વધુમા મે ઉમેર્યુ

"કોના સારુ જોઈએ છે?"

"મારા બાપુજી સારુ જેવોતેવો ધોતીજોટો નહિ ચાલે લ માઈ-પહેરાજ ઈમા મારા બાપુજીને શોભે એવો જોઈએ વાજબી કીમત કહી દે અને બેત્રણ ધોતીજોટાના નમૂના પણ ઘેર લઈ જઈને દેખાડવા માટે દે"

મોહન મારવાડીએ બેત્રણ જાતના ધોતીજોટા કાઢી આપ્યા શેઠજીએ કહ્યુ "બતાવીને તરત પાછા આપી જજે"

"બધા કઈ નહિ રાખી લઉ રાખીશ તો કીમત ચૂકવી આપીશ" મે અભિમાનપૂર્વક જવાબ આપ્યો

શેઠજી બબડવા લાગ્યા "મોટો પૈસાદારનો છોકરો થઈ ગયો! બાપની પાસે તો દોઢિયુયે નથી ને છોકરો જાણે નવલશા!'

મને એ મહેણુ ન ગમ્યુ પણ મારા બાપુજી એના કરજ ૧ર હતા, એટલે મારે મૂગે મોઢે સાભળી લેવુ પડ્યુ

સ્વમાનપૂર્વક જીવવુ હોય એણે રાતી પાઈનુ પણ દેવુ ન રાખવું જોઈએ

મે તો ધોતીજોટા ઘેર લાવીને બાને બતાવ્યા એમાનો એક બાએ પસદ કર્યો કીમત પણ બહુ નહોતી, ત્રણ-સાડાત્રણની અદર હતી.

"આ એક રાખી લે, બાકીના દઈ આવ એમ કહીને બાએ બાકીના ધોતીજોટા અને રોકડા પૈસા

આવા ઘેર રોજ દિવાળી !

મારા હાથમા મૂક્યા પૈસા ચૂપ્વી આવ્યો એટલે જોગામાથી બે ધોતિયા બાએ કાઢીને અલગ પાડયા

બાપુજી ગામતરેથી ઘેર આવ્યા, પણ એમને ધોતીજોટા વિષે કોઈએ વાત ન કરી દિવાળીના સપરમા દિવસે મગળ પ્રભાતે બા પોતે જ એ ધોતી બાપુજીને આપવાની હતી હુ એ વાત જાણતો હતો, છતા મે બાપુજીને ન કહ્યુ, બાના કાવતરામા મારી પણ સામેલગીરી હતી

દીપોત્સવી સ્વચ્છતાનુ પર્વ છે એમ કહુ તો ચાલે આ પર્વમા ઘેરઘેર સાફસૂફી થાય છે જૂનુ વર્ષ વિદાય લે છે તેની સાથે જૂનો મેલ, કચરો, ગદવાડ વિદાયગીરી લે છે

ગદવાડ જેવો ભયકર અને પ્રાણઘાતક દુશ્મન બીજો નથી રાક્ષસ બહુ બહુ તો સો માણસો ખાઈને ધરાતો હશે પણ ગદવાડ હજારો અને લાખો સ્ત્રી–પુરુષો–બાળકોના બલિદાન લેવા છતા ધરાતો નથી

સ્વચ્છતા એ સ્ત્રીઓને વરેલી સ્વાભાવિક કળા છે પુરુષ ગદવાડ કરશે. સ્ત્રીજાતિ એને સાફ કરવામા પોતાનુ કર્તવ્ય સમજશે. સ્ત્રીઓ જ્યા ગદી રહેવાને ટેવાયેલી હોય છે, સ્ત્રીઓ પોતે જ્યા ગદવાડને ઉત્તેજન આપતી હોય છે, ત્યા રોગ અને મૃત્યુને મહાવતા કોઈ રોકી શકે નહિ

શ્રીકૃષ્ણ જ્યારે નરકાસુરનો વધ કરવા નીકળ્યા

ત્યારે સત્યભામાએ કહેલું "એ તમારા હાથથી નહિ મરે. એનું મોત મારા હાથથી નિર્માયેલું છે" અને સાચે જ સત્યભામાએ એ જવાબદારી પાર પાડી.

નરકાસુર એટલે ગંદવાડ સ્ત્રીજાતિ જ નરકાસુરનો સંહાર કરી શકે

ઘરનું બૈરું બેચાર દિવસ બહાર ગયું હોય અને પુરુષ એકલો હોય એ વખતે એના ઘરની સ્થિતિ નિહાળો, તો સ્વચ્છતા અને સ્ત્રીજાતિને કેટલો નિકટનો સંબંધ છે તે સમજાય

સ્ત્રીની ગેરહાજરીમાં પુરુષ ઘરમાંથી કચરો પણ નહિ કાઢે વાસણ નહિ માંજે–કપડાં તો ધુએ જ શાનો? મોટે ભાગે સ્ત્રી ઉપર આધાર રાખી રહેલા પુરુષની એ જ દશા હોય છે બેચાર દિવસની અંદર તો એ ઘરમાં ખમ્મો ઉકરડો ઊભો કરી વાળશે

આજકાલ આપણે ઘરનો કચરો શેરી કે રસ્તા ઉપર ફેંકી દઈએ છીએ, એ ઠીક નથી કરતા ઘરના રાક્ષસને શેરીમાં ધકેલવાથી શું દી વળે?

દિવાળીના દિવસે અમે સૌ વહેલા ઊઠયા બા તો આગલી રાત્રે સૌથી મોડી સૂતી હતી અને ઊઠી હતી પણ સૌની પહેલાં અમે છોકરા નાહી–ધોઈને પરવાર્યા એટલે બાપુજી નાહવા ગયા.

નાહી રહ્યા પછી પોતાનું જૂનું ધોતિયું હાથ ન આવવાથી બાપુજીએ પૂછયું 'કયાં ગયું મારું

ધોતિયુ ?"

"એ ધોતિયાના તો મે શરીર લૂછવાના ટુવાલ કરી નાખ્યા સાવ જરી ગયુ હતુ " બાએ જવાબ આપ્યો

"ત્યારે હવે હુ શુ પહેરીશ ? હજી એક મહિનો એ ધોતિયાથી નીકળી જાત !" બાપુજીએ જૂના ધોતિયાના પ્રશસ્તિગીત ગાવા માડયા

"એની આવરદા આવી ગઈ હતી મને એ જોઈને શરમ આવતી હતી રોજ ધોવા બેસુ ને એમ થાય કે આજે તો હવે ફાડીને મનોતા જ કરી નાખુ " બાએ બરાબર સામો પક્ષ લીધો

"તમને શરમ આવે, પણ શરમ આવે એટલે પૈસા કઈ થોડા જ આકાશમાથી વરસી પડે ? પહેરવા તો જોઈએ ને ?"

હવે આ સવાદ લબાવવો ઠીક નહિ એમ ધારીને બાએ પેલુ નવુ ધોતિયુ કાઢી આપ્યુ

"ક્યાથી આ યુ ? કોણ લાવ્યુ ?" બાપુજીએ આશ્ચર્ય દાખવ્યુ

"આપણા કાપડિયાને ત્યાથી ' બાએ બહુ ટૂકામા પતાવ્યુ

"પણ હવે આપણને એ ઉધાર તો આપતો જ નથી. મે એક બે વાર એને પૂછી જોયેલુ, પણ ઉધાર આપવાની ના પાડી કહે કે પહેલાની બાકી ચૂકતે કરી

જાઓ, પછી નવુ ખાતું પાડુ " બાપુજીએ પોતાની સ્થિતિ સમજાવી.

"મે રોકડેથી મગાવ્યુ "

"પૈસા કયાથી કાઢયા?"

'મારી પાસે હતા "

"તારી પાસે કયાથી આવ્યા?"

"મારા મોટા ભાઈએ ભાઈબીજના મોકલ્યા હતા "

"તારા ભાઈએ મોકલેલા પૈસામાથી તારે પોતાને માટે લૂગડા લેવા જોઈએ તેને બદલે તે મારા માટે લીધા એ ઠીક ન કહેવાય. એ પૈસા ઉપર મારો હક્ક નથી પહોચતો ' બાપુજીના કઠમા આર્દ્રતા આવી

"તમે ને હુ જુદા છીએ? તમારો હક્ક ન પહોચે ને મારો હક્ક પહોચે એ કયાનો ન્યાય? આટલા વર્ષ સાથે રહીને ગાળ્યા—સુખદુ ખમા એકબીજાની પડખોપડખ રહ્યા, છતા તમે અને હુ જુદા છીએ એ ભાવના ન ગઈ? મારુ સર્વસ્વ જેમ તમારુ છે તેમ તમારુ સર્વસ્વ મારુ છે ખરુ પૂછો તો આપણી પાસે એવું છે જ શુ? તમે નવુ ધોતિયુ પહેરો છો ત્યારે જાણે કે હુ જ નવુ વસ્ત્ર પહેરતી હોઉં એમ મને લાગે છે " બા પોતાનુ અતર ઠાલવતી હોય તેમ બોલી.

"હુ નવા કપડા પહેરૂ ને તુ તારા ફાટેલા

જૂના વસ્ત્રોથી ચલાવી લે એ મારાથી જોયુ નથી જતુ તુ તારો એકલીનો આનદ-સતોષ જુએ છે, પણ મને કેટલુ દુ ખ થતુ હશે તેની તને કલ્પના આવે છે ? ” બાપુજી વધુ ન બોલી શકયા

‘ મારા આનદ-સતોષમા તમારો પણ સરખો ભાગ છે બાકી તમારે પુરુષોને બહાર હરવાફરવાનુ રહ્યુ એટલે સારા કપડા જોઈએ અમારે બૈરાઓને ગમે તેવુ હોય તો ચાલે ઘરમા અમારે કોને રૂપ કે ટાપટીપ બતાવવી છે ? છતાય તમારી પાસે બે પૈસા થાય ત્યારે મારા સારુ નવા લૂગડા લેશો તો હુ ના નહિ પાડુ પણ આજે દિવાળી છે, આજે આવી ચર્ચા ન શોભે આજે આનદનો દિવસ છે ” બા જાણે કે ઉપસહાર કરતી હોય તેમ બોલી

‘ તારા જેવી સહધર્મિણી મળી હોય અને આવા વિનયી પુત્રો જેને ઘેર કલ્લોલ કરતા હોય તેને રોજ દિવાળી જ કહેવાય ! લોકો ભલે ગરીબ ગણે, પણ મારા સુખની ઈર્ષા તો ભલભલા ચમરબધીઓ કરે એવી મારા ઘરની સ્થિતિ છે ! ”

બાપુજીના આ ઉદ્ગાર સાભળ્યા પછી, મારા બાપુજી સસારી હોવા છતા પરમહસ સ્વરૂપ હોય એમ મને થયુ

એ પછી બાપુજી નવુ ધોતિયુ પહેરીને બહાર

આવ્યા અમારા કરતા પણ બાને એ જોઈને અધિક આનંદ થયો. એ આનંદ સામાન્ય માનવી સમજી પણ ન શકે પ્રેમપૂર્વક કરેલા ત્યાગમા જે તૃપ્તિ રહેલી છે તે તો જેણે એવો ત્યાગ કર્યો હોય તે જ સમજે શબ્દોમા એવો આનંદ વર્ણવવાની તાકાત નથી




# નિર્મળ માળવપ્રેમ

## ૧૫

સાંજના ચારપાંચ વાગ્યા હશે બા દર્શને ગઈ હતી હુ ઘેર બેઠો હતો થોડી વારે બા ઘેર પાછી ફરી એટલે મે એને કહ્યુ 'બા, હવે હુ રમવા જઉ ?"

'રમવા જજે, ખુશીથી પણ તે પહેલા મારુ એક કામ કરી દે આપણો મામાનો ડેલો છે ને, ત્યા એક ડોશી બેઠી છે પાસે છાણાનો સૂડલો પડયો છે ડોશીમા અસ્પૃશ્ય હોવા જોઈએ એને સૂડલો કોઈ ચડાવતુ નથી ડોશી બિચારી બહુ વૃદ્ધ લાગે છે, બીમાર પણ હશે તુ જઈને સૂડલો ચડાવીશ ?" બાએ મને કહ્યુ

"મને એમા વાધો નથી પણ લોકો જોશે તો મારી મશ્કરી કરશે કોઈ ઝનૂની હશે તો મારવા દોડશે તુ કહેતી હો તો જઉ " બાની આજ્ઞા મને શિરો માન્ય હતી, પણ સ્થિતિ વિકટ હતી

'તુ આવશે એટલે તને નવરાવીશ અને કોઈ પૂછે તો કહેજે કે ઘરે જઈને સ્નાન તો કરવાનો જ છુ"

બાનો હુકમ મળ્યો એટલે હું મામાના ડેલા તરફ દોડયો, એવી રીતે ગયો કે જાણે બીજે કામે જતો હોઉં અને રસ્તામાં અકસ્માત્ ઊભો રહી ગયો હોઉં એમ જોનારને લાગે સૂડલો ચડાવવા માટે આમ ગયો છુ એમ કોઈ ન માને મે ડોશીમાને એક્રિકરાઈથી કહેવા માડયુ

"કેમ માજી, સૂડલો ચડાવુ, કે કોઈની રાહ જોતા બેસી રહ્યા છો ?"

'ભાગ, મારાથી તમને સૂડલો ચડાવવાનુ કેમ કહેવાય ? તમે રહ્યા વાણિયા-બ્રાહ્મણ તમને અમારા થી કઈ કામ ચીધાય જ નહિ અમારો જાતનો કોઈ ભાઈ-બાઈ નીકળશે તો ચડાવશે " ડોશીમાના સ્વરમા વૃદ્ધતાનો અને બીમારીનો સ્પષ્ટ પ્રક પ હતો

"ઘેર જઈને તો મારે નાહવુ જ છે ચાલો, ઊભા થાઓ ! એમ કહીને મે ટગ લઈને સૂડલો ચડાવી દીધો

"કોનો છે એ છોકરો ? ઢહને અડી ગયો ? અંગ્રેજી-બંગ્રેજી ભણ્યો લાગે છે એના બાપને કહેવા દે, પાસરો કરે !" મોગ ટીલા-ટપકાવાળા બટજી મને જોઈ ગયા એમણે બકવાદ શરૂ કર્યો

એટલામા બીજા આડોશીપાડોશી પણ ભેગા થઈ ગયા કાળો કકળાટ મચી રહ્યો

" પણ હુ ઘેર જઈને માથાબોળ સ્નાન કરવાનો

છુ 'સ્નાનાત્ શુદ્ધિ' એટલુ પણ નહિ જાણુતો હોઉં ? આ બિચારા ડોશીમા અહી કયા લગી તપ્યા કરે ? સૂડલો ચડાવ્યો એમા મે કયુ અઘોર પાપ કર્યું ?" આમ સૌને નોખા નોખા જવાબ વાળતો હુ ઘેર આવ્યો

એ દરમિયાન વળી પાછો બાનો બીજો હુકમ છૂટયો "જા બેટા, એ ડોશીમાને અહી બોલાવ ! આખા દિવસની ભૂખી-તરસી હશે થોડુ ખાવાનુ આપીએ !"

ડોશીમા આવ્યા એટલે બાએ એને થોડા ભાન આપ્યો, અને પૂછ્યુ "માજી, તાવ-બાવ આવે છે?"

"તાવ તો શુ આવે, પણ અવસ્થા થઈ એટલે દમ ચડે છે"

તરસી ડોશીને મે બોબેથી પાણી પાયું અમ ખર આશીર્વાદ વર્ષાવતી તે ત્યાથી નીકળી ગઈ મે પણ તે પછી સ્નાન કરી લીધુ

વાળુ કરતી વખતે હીન અને અસ્પૃશ્ય ગણાતી જાતિને કુનીનો કેટકેટની રીતે પજવે છે તેની ચર્ચા આવી ગૃહસ્થો શીતળ છાયામા બેસી, ભગવેના પેટમા મિષ્ટાન્નના કોળિયા ઠલવતા હોય, એકબીજાને આગ્રહ તાણાતાણ થતી હોય, વીજળીના પખા ચાલતા હોય, બરફના પાણી પીરસતા હોય અને બીજી તરફ ઢેઢ, ભગી કે ચમારના બાઈ-બાળકો બહાર ઊભા ઊભા

કોળિયા અન્ન માટે કરગરતા હોય એ કરગરતા ભૂખ્યા દુખિયાને મારવા લૈયા જેવો માણસ હાથમા મોટી લાઠી પકડીને પાછળ દોડતો હોય—એવા અનેક દૃશ્યો આપણે જોયા છે

અમે એવી જ વાતો કરતા હતા એ પ્રસગે બાએ કહેલુ

'બેન, જગત આખુ પૈસા અને સત્તાનુ ગુલામ છે આવતી કાલે કોઈ ઢેઢ કે ભગીનો છોકરો ભણી ગણીને મોટો અમલદાર કે કલેક્ટર બનીને આવે તો ભલભલા કુળીનો એની સામે જઈને સાત સાત સલામો ભરશે ખાનગીમા બેસી ખુશામત કરશે અને સાહેબની કૃપા મળવાથી પોતાને ભાગ્યશાળી પણ માનશે."

બા ખૂબ લાગણીથી બોલતી હતી એ આગળ બોલી

આજે આપણી પાસે ખાવાને ધાન્ય છે અને રહેવાને છાપરુ છે, એટલે આપણે શ્રેષ્ઠ અને ભગી–ચમાર પાસે એક ટકનુ ખાવાનુ નથી હોતુ, રહેવાને ઝૂપડુ પણ નથી હોતુ એટલે એ નીચ અસ્પૃશ્ય! દુનિયાનો આ અવળો ન્યાય છે તે પેલા પઢરીનાથ બાવાની વાત તો સાભળી હશે." બા વાત કરતા થોભી પણ બાવાની વાત જાણવાની અમારી ઈંતેજારી બહુ હતી એ બોલી

'પહેલા બાવા પઢરીનાથ બહુ ગરીબ હતા લોકો એમને તુકારે બોલાવતા પછી તો પઢરીનાથ દેશાવરમા ગયા અને પાચ પૈસા કમાઈને ઘેર આવ્યા લોકો એમના પગે પડવા લાગ્યા જેને પઢરિયો કહેતા

તેને જ પઢરીનાથ આવા કહીને સન્માનવા લાગ્યા એક દિવસે મોટો ભોજનસમારભ હતો પઢરીનાથ આવાને ખાસ આમત્રણ આપવામા આવ્યુ હતુ પઢરીનાથ માટે સુદર, રગીન બાજોઠ બિછાવવામા આવ્યો હતો તેઓ આ યા એટલે લોકોએ બહુમાનપૂર્વક એમને પેલા બાજોઠ ઉપર બિરાજવા પ્રાર્થના કરી પઢરીનાથ આ ખુશામત સમજી ગયા એમણે બાજોઠ ની બરાબર સામે જ પોતાનુ આસન જમા યુ બાજોઠ ઉપર પોતાની આગળીમા જે એક સોનાની વીટી હતી તે મૂકી લોકોને નવાઈ લાગી પઢરીનાથે પોતે ખુલાસો કર્યો

"આપ ભાઈઓ મને જે માન આપો છો તે વસ્તુત મને નથી આપતા ખરી રીતે તો પરદેશમાથી હુ આ જે પીળી માટી કમાઈ લા યો છુ તેને જ તમે સત્કારો છો એક દિવસ હુ ને હુ જ પઢરીનાથ તમારી વચ્ચે પઢરિયા તરીકે ઓળખાતો એ વખતે મારી પાસે ખાવા ધાન નહોતુ આજે મારી પાસે પીળી ધાતુ આવી પડી છે એટલે મને આપ સૌ મોગે કરીને માનવા લાગ્યા છો એ માન આ ધાતુને છે, એટલે એને જ બાજોઠ ઉપર પધરાવુ છુ"

આ આટલી વાત કહીને ઘોભી એના મો પ જે સ્નેહભાવ અમે જોયો એ દૈવી હતો અમને અમારી મામા જગદબાનુ રૂપ દેખાયુ એ આગળ બોલી

"આજે આપણે શ્રીમતાઈને પૂજીએ છીએ એટલે માણુસાઈ રિસાઈને ચાલી ગઈ છે શ્રીમતાઈ કેવળ ધનવૈભવમા જ સમાઈ જાય છે એ વાત માનવા જેવી નથી હૃદયનુ ઔદાર્ય, મનની મોટાઈ એ જ સાચી શ્રીમતાઈ છે, એ જ માણુસાઈ છે"

આએ જ તે દિવસે વળી બીજી વાતમા કહ્યુ 'ઘરમા, કુટુબમા મોટા કજિયા કરનારા કેટલીક વાર વિશ્વમૈત્રી કે ભ્રાતૃભાવની વાતો કરે છે, એ કેવળ દભ છે ઘર અથવા કુટુબમા જે પ્રેમનો, સદ્ભાવનો પ્રવાહ વહાવે છે, તે જ પ્રવાહ વૃદ્ધિ પામતો રાષ્ટ્ર અને વિશ્વને પણ ભીજવી દે છે ભાઈઓ-ભાઈઓ પરસ્પર લડે અને છતા વિશ્વના કે રાષ્ટ્રના ઉદ્ધાર માટે બહાર પડે એ એક પ્રકારની છેતરપિંડી જ છે જે પોતાના નાનામોટા ભાઈભાડુ ઉપર નિમળ પ્રેમ ઢોળી શકે છે પોતે થોડી અગવડ વેઠીને મિત્રો કે સ્નેહીઓને સુખશાંત આપવાનો પ્રયત્ન કરે છે, તે ક્રમે ક્રમે દુખીઓ, દર્દીઓ અને તરછોડાયેલાઓનો બેરુ બની શકે છે-એને દભ કરવાપણુ નથી રહેતું માટે, બેન, અત્યારે બીજુ કઈ ન બને તો તારી આસપાસના ભાઈબહેન, મિત્ર-ભાડુ પ્રત્યે નિર્મલ પ્રીતિભાવ રાખવાનો અભ્યાસ કરજે"

# ઘરકામમા શરમ શાની?



૧૯

**ઉનાળાની** રજાઓમા હુ ઘેર આવ્યો હતો એ વખતે અગ્રેજી ચોથા ધોરણનો મારો અભ્યાસ ચાલતો હતો

હમણા હમણા બાને અવારનવાર તાવ આવી જતો તાવને લીધે એ બહુ નબળી થઈ ગઈ હતી પાણી ભરવામા, કપડા ધોવામા, વાળવા–ઝાડવામા હુ એને મદદ કરતો કોઈ કોઈ વાર બાને બ લે હુ દળવા પણ બેસી જતો

દળવુ એ બૈરાઓનુ કામ છે એમ મે કદી નથી માન્યુ નાનપણથી જ મને દળવાનો શોખ છે મને દળવામા લોકલાજ આડે નથી આવતી હુ માનુ છુ કે દળવાથી હુ મારી બાની મોટામા મોટી સેવા કરી શકુ છુ

એક વાર હુ દળતો હતો એટલામા એક પાડોશણે આવીને મને કહ્યુ "અગ્રેજી ભણે છે ને દળવા બેઠો છે? તને શરમ નથી આવતી?"

દળવુ ખાડવુ એ એક જાતની મજૂરી છે–મજૂરીમા શરમાવા જેવુ શુ હોય? મે બાને પૂછ્યુ

"અંગ્રેજી ભણતા હોય એમનાથી દળાય નહિ એમ આ લોકો કેમ કહેતા હશે ?"

"એ તો અમસ્થા તારી મશ્કરી કરે છે તારી ઉપર એમને પ્રેમ છે એટલે તને જાણી જોઈને ચીડવે છે બાને મદદ કરવી એ પુણ્યકાર્ય છે પુણ્યકાર્યમા શરમ શાની ? બા કે બાપુજીને મદદ કરતા જેઓ શરમાય છે તેમને ભણેલા છતા અભણ-જગલી જ ગણવા જોઈએ " બા જવાબમા કહેતી

"આમ ને આમ આ છોકરાને બાયડી જેવો બનાવી દેશો " એમ કોઈ કહેતુ તો બા એના જવાબમા કહેતી

'બા કે બહેનને મદદ કરવાથી બાયડી જેવા થઈ જવાતુ હોય તોપણ શરમાવા જેવુ નથી ભગવાન પોતે પણ ભક્તજનના નાનામા નાના કામ કરી આપે છે પણ એ વાત જવા દો બૈરાઓને શુ ઘણી વાર પુરુષના કામ નથી કરવા પડતા ? બૈરા પુરુષના કામ કરે એટલે એ શુ પુરુષ થઈ જતા હશે ? પુરુષે પણ કવચિત્ બૈરાઓના કામ કરવા તૈયાર રહેવુ જોઈએ

સ્ત્રી અને પુરુષના હૃદય જુદા જુદા તત્ત્વોથી ઘડાયેલા છે સ્ત્રીનુ કામ પુરુષ કરી આપે અથવા પુરુષનુ કામ સ્ત્રી કરી આપે, તેથી એમના સ્વભાવ પલટાઈ જાય એ કેવળ વહેમ છે

ઘરકામમા શરમ શાની?

પુરુષ જ્યા સુધી હૃદયની કોમળતા ન કેળવે, સેવા અને સહનશીલતા ન કેળવે, ત્યા સુધી એના હૃદયનો પૂરો વિકાસ ન થાય તે જ પ્રમાણે સ્ત્રી જ્યા સુધી ધૈર્ય, દૃઢતા, નિર્ભયતા ન કેળવે ત્યા સુધી એનો પૂરો વિકાસ થયો ન ગણાય

સ્ત્રીપુરુષના સહકાર તેમજ સહચારથી દપતીમા એ પ્રકારની પૂર્ણતા આવવી જોઈએ લગ્નનો પણ એજ ઉદ્દેશ છે

લગ્નજીવન એટલે હૃદય અને બુદ્ધિ, ભાવના અને વિચાર એ ઉભયનુ મધુર સમિશ્રણ, મધુર સહકાર ને સહચાર

ઘરના નાનામોટા કામકાજમા મદદ કરવાથી મે કઈ ગુમાવ્યુ હોય એમ મને કોઈ દિવસ નથી લાગ્યુ બાની સેવા કરતા, હુ માનુ છુ કે હૃદયના ઘણા ઉચ્ચ ભાવોની મને ઝાખી થઈ છે બીજી કોઈ રીતે એ ભાવોની કલ્પના સરખી પણ હુ કદાચ ન કરી શકયા હોત.

પ્રીતિનુ મહત્ત્વ બાની પાસેથી જેમ હુ સમજ્યો તેમ કષ્ટો વેઠવાની, મૂગે મોઢે સહન કરવાની અને કડવા ઘૂટડા ગળા નીચે ઉતારવાની કળા પણ બાના પ્રતાપે જ શીખ્યો



# રૂપિયાની ચોરી

૧૭

નિશાળમા જે પાઠયપુસ્તકો જોઈએ તે તા મારા બાપુજીએ મને અપાવ્યા હતા, પણ શબ્દ કોષ જેવા ભારે કીમતના પુસ્તક ગરીબાઈને લીધે હુ મેળવી શકયો નહોતો ગમે તેમ કરીને ચ નાવી લેતો.

બીજા વિદ્યાર્થીઓની સાથે મને પણ નવલકથાઓ અને ચરિત્રના પુસ્તકો વાચવાનો ના^ લાગ્યો મારા લેખકનુ વાર્તાનુ પુસ્તક હુ ગમે ત્યાથી મેળવીને વાચી લેતો પણ ઘણી વાર માગવા છતા એવા ગ્રથો મળી શકતા નહિ એ વખતે મને મારી ગરીબાઈ ખટકતી મને એમ થતુ કે જો મારી પાસે થોડી પણ મૂડી હોત, અથવા તો બાપુજી પાસેથી બે–ચાર રૂપિયા વધારે મેળવી શકતો હોત, તો પહેલી તકે સારા ગ્રથો સઘર્યા વિના ન રહુ

એક દિવસે એક સારા ગૃહસ્થે મને એમની પાસેનુ પુસ્તક માગવા છતા ન આપ્યુ ઊલટુ મહેણુ માર્યું કે, એમા તુ શુ સમજે?"

નાનપણથી જ મને સ્વામી વિવેકાનદ અને

## 'રૂપિયાની ચોરી!

રામતીર્થના વ્યાખ્યાનો વાચવાનો શોખ હતો જે ગૃહસ્થે મને પુસ્તક આપવાની ના પાડી, તેમના કરતા એ ગ્રથ સમજવાની મારામા વધુ આવડત, વધુ શક્તિ હતી, એમ હુ હજીયે માનુ છુ પણ મારી બરાબરી એમની પાસે થોડી જ ચાલે? હુ સમસમીને બેસી રહ્યો રોયાતુ મળે તો એ પુસ્તક બે રૂપિયા ખરચીને પણ વાચવુ એવી મે મારા મનમા ગાઠ વાળી

એટલામા એક દિવસ અમારે ઘેર મારા બાપુજીના પરમ સ્નેહી—જેઓ જમીનદાર હતા—મહેમાન તરીકે આવી ગયા હુ એમની સાથે ઘ ણી વાર ગેલ કરતો એમના હાથમાથી સોનેરી વીટી કાઢીને મારી આગળીમા નાખતો

વીટી બહુ મોટી પડતી અને આગળીમાથી સરકી જતી જમીનદાર એ વખતે કહેતા "ભાઈ, જરા મોટો થશે એટલે વીટી હાથમા બરાબર બેસતી થઈ જશે."

આ વખતે એમની પાસે થોડુ રોકડ નાણુ પણ હતુ મને વિચાર થયો 'આમની પાસે આટલા બધા પૈસા છે, તેમાથી થોડા પૈસા હુ લઉ અને તેમાથી બે-ત્રણ સારા પુસ્તકો ખરીદુ તો શુ ખોટુ?'

ચોરી કરવી પાપ છે એ તો હુ જાણતો જ હતો, પણ સારા પુસ્તકો વસાવવા એ શુ પુણ્યમય નથી? હુ ઓશિકે મારા નાના ભાઈને પાઠ વચાવતો હતો. "હે દયાનિધિ! મને સારી બુદ્ધિ દેજે!" એ

પાઠનો એવો કંઈક અર્થ થતો હતો

એ વખતે લાગ જોઈને મેં પાંચ રૂપિયાની એક નોટ સેરવી લીધી અને જાણે કે કંઈ જ બન્યું ન હોય એમ મારા નાના ભાઈને પાઠ ભણાવવા મંડી ગયો

મારા બાપુજી અને મહેમાન જ્યારે પોતાની સિલક ગણવા બેઠા, ત્યારે પાંચ રૂપિયાની એક નોટ ઘટી પડી એમણે પોતાના ખીસા, પેટી, કાગળિયા વગેરે ફરી ફરીને તપાસ્યા કોઈને આપી તો નથી ને એવી શંકા જતાં બન્ને જણા ઊંડી ચિંતામાં ગરકાવ થઈ ગયા હું એ તકનો લાભ લઈને મારી પથારીમાં સૂવા ચાલ્યો ગયો

પણ ચોરને એમ સહેજે નિદ્રા થોડી જ આવે? મેં ચોરી કરી હતી પથારીમાંથી ઊઠીને મારી બા જમતી હતી તેની પાસે જઈને બેઠો

'બા તું કોઈ દિવસ ધરાઈને ખાતી નથી જ્યારે જોઉં છું ત્યારે લૂસલૂસ ખાઈને ઊઠી જાય છે!"

જવાબમાં મારી બા કહેવા લાગી "બેટા, પેટને ભાડું આપવું જોઈએ એટલે ખાઉં છું બાકી તો તું ભણીગણીને મોટો થશે ત્યારે નિરાંતે ભોજન કરીશ અત્યારે તો પાણી પીવાનો આધાર મળે, એટલા સારુ આ બે કોળિયા પેટમાં નાખું છું'

"મોટો જરૂર થઈશ અને એટલી ખંતથી અભ્યાસ કરું છું કે તને કોઈ વાતની ચિંતા નહિ રહે"

બાને દિલાસો આપવા મે અભિમાનનો આશરો લીધો

"પણ, ભાઈ, મને ભણતર ઉપર શ્રદ્ધા નથી ભણેલા ઘણાખરા વીફરી જાય છે બુદ્ધિ કેળવાય એટલે હૃદય પણ કેળવાય એમ નથી બનતુ તું મોટો વિદ્વાન, અમલદાર, શ્રીમ ત નહિ થા તો ચાલશે, પરંતુ સદ્ગુણી નહિ બને, તો મારો આત્મા કદીએ કદીએ કપાઈ જશે હુ તો પૂજા કરતી વેળા દેવને પ્રાર્થું છુ 'ભગવાન! મારા સ તાનોને સદ્ગુણી બનાવજે!'"

મારી અભણ બા પણ કેટલી સસ્કારી અને વિદુષી હોવી જોઈએ તેની એ શબ્દો ઉપરથી આજે કલ્પના કરી શકુ છુ

મહમ્મદ પયગબરને એમના જમાનાના માણસો કહેતા "સાચે જ જો તમે પ્રભુનો પોતાનો સ દેશો લઈને આવ્યા હો, તો અમને કઈક પણ ચમત્કાર કરી બતાવો!"

પયગબર જવાબ વાળતા 'તમારે ચમત્કાર જોઈએ છે? વિશ્વ આખુ જ્યા ચમત્કારોથી ઊભરાતું હોય, ત્યા હુ કયો નવો ચમત્કાર કરી બતાવુ?

"ઘૂઘવતા મહાસાગરની સપાટી ઉપર નાના નાવડા નચતા કૂદતા એક કાઠેથી બીજે કાઠે સહી સલામત પહોચી જાય એ શું ઓછો ચમત્કાર છે?

"વગડામા ચરવા ગયેલા ઢોર ટાંખર સાજ પડે દોડતા આવીને ઘરભેગા થઈ જાય છે એ શુ નાનોસૂનો

ચમત્કાર છે ? માણસ જાતનો પ્રેમ એ પશુ પણ સમજી જાય છે અને ભર અટવીમા નાનીમોટી નદીઓ, નાળાઓ અને વૃક્ષકુજો પ્રવાસીને ભેટે છે, એ પણ ચમત્કાર નહિ તો બીજુ શુ છે?

"મારા જેવા એક સામાન્ય માનવી મારફતે પ્રભુજી પોતાનો સદેશ પાઠવે, એ પણ શુ જેવુ તેવુ આશ્ચર્ય છે?"

શુદ્ધ અતરાત્માનો ધ્વનિ એ જ શાસ્ત્ર! મારી બાનો મારી ઉપર અગાધ પ્રેમ હતો અગાધ પ્રેમમાથી ગળાઈ આવેલા એના શબ્દો મારા માટે શ્રુતિ-સ્મૃતિ જેવા બની ગયા છે

'તુ મોટો વિદ્વાન કે ધનવાન નહિ બને તો ચાલશે પણ ગુણવાન તો જરૂર થજે'

મારી બાના એ સાદાસીધા શબ્દો મને વીછીના ડખ જેવા એ વખતે લાગ્યા હૃદયમા જાણે કે સોરિગ કુહાડા મારતો હોય એમ થયુ

વિલાયતના ટ્યુડર રાજાઓના સમયમા છૂપી પોલીસનુ સામ્રાજ્ય એટલુ બધુ ફેલાઈ ગયુ હતું કે એક ઇતિહાસકાર કહે છે તેમ ઓશીકા નીચેથી પણ વીછી નીકળીને ડખ્યા વિના ન રહે મતલબ કે લોકોમા એકબીજા પ્રત્યે એટલો અવિશ્વાસ હતો કે કોની સાથે નિરાતે બેસીને વાત કરવી તે નહોતુ સમજાતું



રૂપિયાની ચોરી!

લોકો ભયમા ને ભયમા ફફડયા કરતા. છૂપી પોલીસ હેરાન કરશે એવી સતત ચિંતા રહ્યા કરતી

હૃદયના રાજ્યમા પણ સાપ-વીંછી હોય છે પાપીને એ નિરાતે સૂવા દેતા નથી.

"ઘરમા બીજુ કોઈ આવ્યુ જાણ્યુ નથી પાચ રૂપિયાની નોટ એમ એકાએક કયા જાય?" બાપુજી ફરીફરીને એ જ ફરિયાદ કરતા હતા

મહેમાને મને બોલાવ્યો, પૂછ્યુ "તારો દોસ્ત કોઈ આવ્યો હતો? પાચ રૂપિયાની એક નોટ ખોવાય છે"

મે ચોખ્ખી ના પાડી દીધી

"તો પછી તે તો નથી લીધી ને?" બાપુજીને મારે વિષે હવે શકા આવી "અને લીધી હોય તો કહી દેજે!" બાપુજીએ હળવે રહીને આદેશ પણ કર્યો

"એ તો કોઈ દિવસ ન લે મને પૂરી ખાતરી છે એ પૈસાને હાથ ન અડાડે" મહેમાને મારો બચાવ કરવા માડયો

'એ ન લે, પણ ધારો કે લીધી હોય, તો તેણે કબૂલ કરી દેવુ જોઈએ ને? સાચે જ તે નથી લીધી એ નોટ? તુ કહેતો હતો કે તારે એક કપાસપેટી લેવી છે કપાસપેટીની ખાતર નોટ નથી લીધી ને?" બાપુજીનો વહેમ વધતો જતો હતો.

એટલામા મારી બા હાથ ધોઈને ત્યા આવી મને પડખામા લઈને કહેવા લાગીઃ "મારો દીકરો કોઈ દિવસે બીજાના પૈસાને હાથ ન અડાડે આજ લગી એણે કોઈની ચીજ તરફ નજર સરખી પણ નથી નાખી, અને લીધી હોય તો પેટછૂટી વાત કહી દે"

બાનો મારી ઉપર કેટલો અજબ વિશ્વાસ હતો! ચોરી તો કરી છે જ બાનો વિશ્વાસઘાત પણ કરવો પડશે? બાનો આવો અચલ વિશ્વાસ ફરી પાછો હુ મેળવી શકીશ? બાના થોડા શ્રદ્ધાયુક્ત શબ્દોએ મારા નિશ્ચયનો કિલ્લો ડોલાવી નાખ્યો

મારી આખમા ઝળઝળિયા આવી ગયા પાપનો પવત આ આસુની ધારમા તણાઈ જતો મે કલ્પ્યો

મને રોયા જેવો થઈ ગયેલો જોઈને બા બોલી

"એમા રડવા જેવુ શુ છે? નોટ તે જ લીધી છે એમ કોણ કહે છે? હુ તો હજીયે કહુ છુ કે તુ લે જ નહિ નાનપણથી હુ તને ઓળખુ છુ'

બાનુ એક એક વેણ માના પાપી હૃદયને વલોવતુ હતુ હવે મારાથી ન રહેવાયુ બાના ખોળામા માથુ મૂકી ધ્રુસકે ધ્રુસકે રડી પડયો "મારો દીકરો પારકી ચીજ સામે નજર સરખી પણ ન કરે!" બાનો એ પ્રકારનો અજબ વિશ્વાસ જાણે કે મને મૂગઝાવતો હતો

પણ બાએ સાથોસાથ એમ પણ કહેલુ કે કોઈની

ચીજ લે નહિ અને લે તો કબૂલ કર્યા વિના ન રહે" મને થયુ કે આનુ આ વાક્ય હવે મારે સાચુ કરી બતાવવુ જોઈએ આની કસોટીમાથી અર્ધો પાર ઊતરુ તોપણ બસ છે

મે આ પાસે મારી ભૂલ કબૂલ કરી વાળી

આએ એટલુ જ કહ્યુ "હવે પછી બીજી વાર આવી ભૂલ ન કરતો થતા જે થઈ ગયુ તે ખરુ પણ બીજી વાર સાવચેત રહેજે!"

થોડી વાર રહીને આએ પૂછ્યુ "શા મારુ પાચ રૂપિયાની નોટ લેવી પડી?"

મે કહ્યુ "મારે પુસ્તકો ખરીદવા હતા—સાક્ષર બનવુ હતુ"

"પણ હજી તો પહેલી ચોપડીનો પહેલો પાઠ—ચોરી કદી કરવી નહિ' એ પાઠ—તો પૂરો શીખ્યો નથી મોટા પુસ્તકોમાથી તને નવુ શીખવાનુ શુ મળવાનુ હતુ?"

આના સૂત્રાત્મક વાક્યમા ભાગ્યે ભરાય એટલો વિશાળ અર્થ ભર્યો હતો

પતજલિએ એક ઠેકાણે કહ્યુ છે કે એક જ શબ્દ જો બરાબર રીતસર સમજાયો હોય તો કામધેનુરૂપ બની જાય છે

શબ્દ સમજવા માટે હોય છે, વાચવા સાસગત્રા

કે માત્ર ગોખવા માટે નહિ. આપણે મોટે ભાગે શબ્દો વાચી જઈએ છીએ એને અનુભવ કે આચારમા મૂકવાનુ ધૈર્ય આપણામા નથી હોતુ

અગ્નિથી દઝાય છે એમ જાણવા છતા જ્યા સુધી આપણે એકએ વાર દાઝતા નથી, ત્યા સુધી એ જ્ઞાન પાકુ નથી થતુ

સોક્રેટીસ જ્ઞાનને સદ્‌ગુણ કહે છે તે એ જ અનુભવ કે આચારના અર્થમા માત્ર સમજણ જીવનમા બસ નથી "ચોરી કદી કરવી નહિ" એમ વાચેલુ અને એનો અર્થ પણ સમજેલો પરતુ ચોરીનુ પાપ અતરમા કેવી શૂળની વેદના ઉપજાવે છે તે મે તે દિવસે અનુભવ્યુ

સત્ય, દયા, અહિસા, બ્રહ્મચર્ય એવા સેકડો શબ્દો આપણે રોજ સાભળીએ છીએ, બોલીએ છીએ, પણ તેનો ખરો અનુભવ મેળવતા પહેલા તો કોણ જાણે કેટલાય જન્મ લેવા પડશે!




## ૧૮

બાને માથાનો દુખાવો રહ્યા કરતો દુખાવો મોળો પડે, તો દરિયાકિનારે આવેલા અકલક–દેવની યાત્રા કરવી એવી બાએ માનતા રાખેલી

હમણા હમણા દુખાવો કઈક ઓછો લાગતો હતો, એટલે બા, દેવનો કર ચૂકવવા જાત્રાએ જવાની હતી

મારુ ગામ રસ્તામા જ આવતુ હતુ અહીથી ત્રણેક કલાકનો રસ્તો હતો બા લાગે જ ઘરબહાર જતી એ જાત્રાએ જવાની છે અને તેની સાથે મારે પણ જવાનુ છે, એ સાભળીને મને બહુ જ આનદ થયો

બા પાસે હોઉ ત્યારે મને સ્વર્ગનુ સામ્રાજ્ય પણ તુચ્છ લાગતુ તેમાયે વળી બાની સાથે પ્રવાસ કરવાનો હોય, તો મારા માટે એ આનદની છેલ્લી અવધિ હતી

મે બળદગાડી ભાડે કરી રાખી હતી. બાની સાથે સવારના પહોરમા મે પ્રસ્થાન કર્યું

એ દિવસનો આનંદ હું જીવનભર ભૂલી શકીશ નહિ ગાડીએ જોડેલી બળદની જોડી જાણે કે હૈયામાંથી ઉલ્લાસ ઊભરાઈ જતો હોય તેમ સડક ઉપર દોડી જતી હતી પ્રભાતની શાંત પળોમાં, બળદના ગળે બાંધેલી ટોકરીનો રણઝણાટ સુંદર નૃત્યની સાથે સ્પર્ધા કરતો હોય એમ લાગતું વિશ્વ આખું એક વિરાટ મંદિર હોય અને ચોનગમ આરતી ઊતરતી એવી કલ્પના સ્ફુરતી

બળદગાડીમાં હું ને મારી બા એમ બે જણ હતાં. હું ને મારી બા! બા ને હું! માત્ર અમે બે જણ! મારી ઉંમર એ વખતે ચૌદ-પંદર વરસથી વધારે નહોતી. બાનો મારી ઉપર અગાધ પ્રેમ હતો.

પુત્ર ગમે તેટલો મોટો થયો હોય, તોપણ બાને એ બાળક જ લાગે બાને મન હું હજી નાનું બાળ હતો હું બાના ખોળામાં માથું નાખી ટૂંટિયું વાળીને પડ્યો હતો ગાડી મોટી હતી અને ઉતારુમાં અમે બે જ જણ હતા બા મારા માથા ઉપર ધીરે ધીરે પોતાનો સ્નેહસુકુમાર હાથ ફેરવતી હતી.

"બેટા, કોઈ દી તેલ બેલ નાખે છે કે નહિ?" બા પૂછતી હતી. પણ હું એ વખતે નિજાનંદમાં એટલો ગરકાવ હતો કે એનો જવાબ આપવાની મને ફુરસદ જ ન મળી

બાની સાથે મારો આ પહેલવહેલો પ્રવાસ હતો. આટલી નિરાતથી આટલી છૂટથી બાની સાથે હસવા-

ફરવાનો આ પહેલો જ પ્રસગ હતો બાને હુ ! આ દુનિયામા જાણે કે અમે બે જણુ હોઈએ એમ લાગ્યુ

કેવી રમણીય હતી એ વખતની મારી સ્વપ્ન સૃષ્ટિ ! આવતી કાલે મોટો થઈશ, ભણીગણીને ધધો રોજગાર કરીશ, બાને હું કોઈ વાતની અડચણુ કે અગવડ વેઠવા નહિ દઉં, સવાર–સાજ બાને પગે પડીશ, રોજ રોજ એ મને આશીર્વાદ આપશે! દેવોને પણુ મારા સુખની અદેખાઈ આવે એવો એ અવસર હશે!

"કેમ કઈ બોલતો નથી ? ઘડીકમા સૂઈ ગયો ?" એટલામા બાએ મને મારી સુષ્ટિમાથી જગાડચો

"બા! તારા ખોળામા માથુ મૂકી પડચો હોઉં, તારો વહાલસોયો હાથ મારા અગ ઉપર ફરતો હોય, તારી મુખમુદ્રાની એક એક રેખા ધારીને નિહાળતો હોઉં, એ કરતા વધુ સુખ આ સસારભરમા ક્યાય હોય એમ મને કદી નથી લાગ્યુ "

મારા આ શબ્દો બા મૂગે મોઢે સાભળી રહી

રસ્તાની બન્ને બાજુ વૃક્ષોની ઘનઘટા ઝૂકી રહી હતી સૂર્યનો પ્રકાશ પણુ માડમાડ એમાથી ચળાઈને પૃથ્વી ઉપર પથરાતો હતો મહસકઠે પખીઓ કલ્લોલ કરતા હતા વિશ્વ આખુ આળસ મરડીને ઊઘમાથી જાગતુ હતુ પણુ મને એ વખતે બાની દેવદુર્લભ ગોદમા સૂઈ રહેવાનુ મન થયુ ઊઘ તો નહોતી

આવતી, માત્ર નેત્રો મીચીને પડયો હતો

એટલામા દૂર દૂર ગર્જતા સાગરના સગીતનાદ શ્રવણે પડયા અને કુતૂહલથી પ્રેરાઈને હુ ઊઠીને બેઠો થઈ ગયો. સતપ્ત સસારના સતાપ શમાવવા ઈશ્વરી કરુણાનો અગાધ સાગર આઘો આઘો ઊછળતો હોય એમ લાગ્યુ

ગામના પા રે અમારી ગાડી પહોચી જે ઘેર અમારે જવાનુ હતુ તે ઘર પણ સહેલાઈથી મળી ગયુ બેત્રણ દિવસ અમે ત્યા રોકાયા

બાએ એ દિવસે સાગરપૂજા કરેલી તે સ્મૃતિ હજી ભૂસાઈ ગઈ નથી. બાએ ચાર આની સમુદ્રને નૈવેદ્યરૂપે ધરેલી. મને એ વખતે એમ લાગ્યુ કે જે સાગર રત્નાકર કહેવાય છે જેના ભડારમા અસખ્ય મોતીઓ ભર્યા છે તેને આ ચાર આનાની શી કિમત હશે? પણ કૃતજ્ઞતાની દૃષ્ટિએ જ એનુ મૂલ્યાકન થવુ જોઈએ એમ મને પાછળથી સમજાયુ

અતરની ભક્તિ, શ્રદ્ધા બતાવવા સિવાય એ સમર્પણનો બીજો ઉદ્દેશ નથી હોતો.

વળતી વખતે પણ ગાડીમા હુ ને બા બે જ જણ હતા. આનદની ક્ષણિક પળો હવે ઓસરતી હતી. મે બાને પૂછયુ 'બા, પાછા આપણે બે કયારે જાત્રાએ જઈશુ ?"

"બેટા, તુ મોટો થશે, રોજગાર કરવા માડશે, ત્યારે હુ તારી સાથે તુ કહીશ ત્યા આવીશ આજે તો આપણી એવી સ્થિતિ છે કે ઘરબહાર પગ મૂકવાનો પણ જોગ નથી તારા બાપુજીને માથે કરજના નગારા વાગી રહ્યા છે જાત્રાના પૈસા ક્યાથી કાઢીએ ? આ સસારની જાત્રા એ જ મારે મન મોટામા મોટી યાત્રા છે આબરૂ જળવાઈ રહે અને મારી આખ મીચાઈ જાય, તો મારી યાત્રા પાર પડી એમ માનીશ"

બાના સ્નેહની, બાની તાલીમ ની હજી મને જરૂર હતી બાની એ નિરાશાત્મક વાણી મારાથી સભળાતી ન હોય તેમ મે બાના ખોળામા માથુ સતાડી દીધુ

ઈશ્વર જે કરે છે તે આપણા ભલાને માટે જ હોય છે, એ વિષે બા કઈક બોલતી હતી, એટલામા વાઘની ત્રાડ સભળાઈ

ગાડીવાને ગાડી ઊભી રાખી

"બા ! વાઘ આવ્યો !" ભયને લીધે મારાથી બોલી જવાયુ

સાચે જ એ જગલનો વાઘ હતો બરાબર અમારી ગાડી સામે થઈને જગલમા ઊતરી ગયો જાણે કે રગભૂમિ ઉપર કોઈ પાત્ર આવે અને પોતાનો ભાવ ભજવીને ચાલ્યુ જાય, તેમ એ વાઘ, દર્શન આપવા આવ્યો હોય તેમ અમારી પાસે થઈને પસાર થઈ ગયો

હજી અમારા ઉપર ઈશ્વરની કરુણા વર્ષી રહી

છે એમ બતાવવા માટે જ એ આવ્યો હશે, કે બાની ઉપર ક્રૂર પશુઓ પણ સ્નેહ ધરાવે છે એમ બતાવવા અત્યારે નીકળી પડ્યો હશે ?

બા બિલાડી સાથે બહુ વાર ખેલતી બિલ્લી વાઘની માસી થાય છે, એટલે વાઘ પણ બાના દર્શને જ નહિ આવ્યો હોય તેની શી ખાતરી ?

આખરે અમે ઘરભેગા થયા બા સાથે કરેલી યાત્રાને સ્પર્શતા ઘણા વર્ષો પસાર થયા છે, પણ મારા જીવનમા એ યાત્રાની સ્મૃતિ અજર–અમર જેવી રહી ગઈ છે

બાની સાથે જેને સતત રહેવાનુ, હરવાફરવાનુ મળે છે, તે સાચે જ મહાભાગ્યશાળી ગણાય !



# કરજદારની દુર્દશા



૧૯

બાએ જ મને અમારા કુટુબ ઉપર વધતા જતા કરજભારની વાત કરી હતી એક દિવસે બહાર ગામના લેણદારનો ગુમાસ્તો અમારે ત્યા ઉઘરાણી માટે આવ્યો બાને તે વખતે ધરતી મારગ આપે તો અદર સમાઈ જવા જેટલુ દુ ખ થયેલુ

કરજ કરીને કોઈ સુખી થયુ હોય એવો એકે દાખલો નથી કરજ એટલે કોઢ કરજ એટલે જીવતા નરક ! મરી જવુ સારુ, પણ દેવુ કરવુ સારુ નથી કરજ કરતી વખતે–કોઈનુ દેવુ કરતી વખતે ઘડીક સુખ જેવુ લાગે છે, પણ પછી જ્યા સુધી એ ભાર માથા ઉપર રહે છે ત્યા સુધી માથુ ઝૂકેલુ જ રહે છે

ભિખારી કરતા પણ કરજદારની સ્થિતિ વધુ કગાળ અને દયાજનક બને છે કરજદાર માણસને સ્વાભિમાન જેવુ કઈ નથી રહેતુ માન ગુમાવ્યા પછી એને હડધૂત થવાનો વખત આવે છે

લેણદારનો ગુમાસ્તો દેવદૂત જેવા ઠાઠથી અમારે

ત્યા આવ્યો ને ઊતર્યો મારા બાપુજીએ પણ એની સારી બરદાસ કરી ગુમસ્તા માટે ખાસ શાકપાન બજાર માથી લઈ આવ્યા અને રસોઈમા પણ એકબે નવી વાની કરવાનુ મારી બાને કહેતા ગયા

બાએ એને સારુ ગરમાગરમ ચા તૈયાર કરી ચા તો અમારે ત્યા નહોતી પણ બા આડોશીપાડોશી માથી માગી લાવી નાહવાને માટે ઊનુ પાણી કરી આપ્યુ

ગુમાસ્તાએ ચાપાણી પતાવ્યા પછી સ્નાન કર્યું પણ તેણે પોતાનુ ધોતિયુ ધોવાની કે નિચોવવાની તકલીફ ન લીધી ગમે તેમ પણ એ અમારો લેણદાર લેણદારનો ગુમાસ્તો હતો ને !

શ્રીમતોના પાળેના કૂતરા પણ જો ગરીબોને બચકા ભરી જતા હોય, તોપણ એમનાથી ચૂ કે ચા ન થઈ શકે !

એક દિવસે એક ગરીબ માણસને કૂતરુ કરડવા દોડયુ પેલા માણસે પોતાનો બચાવ કરવા કૂતરા સામે લાકડી ઉગામી કૂતરાનો માલિક, જે ગામનો એક મોટો શ્રીમત હતો તેને જ્યારે એ વાતની ખબર પડી, ત્યારે તેણે પેલા ગરીબ માણસને સતાવવામા બાકી ન રાખી

ગરીબો ગુલામો ગણાય ! પાળેલા કૂતરા પણ એમના કરતા અધિક આદરસત્કારને યોગ્ય લેખાય !

જે દેશમા માનવીની આવી દુર્દશા થતી હોય, હીન જાતિના ગણાતા માણસોથી કુનીનો અભડાઈ જતા હોય, તે દેશમા સુખ, સૌભાગ્ય કે સ્વાતત્ર્યની તો વાત જ શી કરવી ?

એ ગુમાસ્તાનુ મેલુદાટ ધોતિયુ માગી બાને પોતાને ધોઈ નાખવુ પડ્યુ મારી પુણ્યશીલ બાના હાથથી એ અમગળ વસ્ત્ર તે દિવસે નિચોવાયુ જેણે હજારો ગરીબોને નિચોવ્યા છે, તેનુ ધોતિયુ નિચોવવાથી કદાચ એ ગુમાસ્તાનો હૃદયપલટો થાય એવો કોઈ ઈશ્વરી સકેત હોય તો કોણ જાણે ! દેવી સકેત આપણાથી નથી સમજાતા

મારા બાપુજીએ બહા થી આવીને સૌ પહેલા ગુમાસ્તાના કુશળસમાચાર પૂછ્યા

ગુમાસ્તાએ મુદ્દાની વાત ધરી "આજે જ હિસાબ ચૂકતે કરી વાળવાનો છે મારે સાજે તો બીજે ગામ પહોચવુ છે "

'ભલે હુ નાહીધોઈને પૂજાપાઠ કરી લઉ પછી આપણે બેસીએ " એમ કહીને બાપુજી નાહવા માટે ગયા જતા જતા મારી બાને પૂછી જોયુ શેઠના ગુમાસ્તાની સરભરા તો બરાબર કરી છે ને ? "

બાએ હા પાડી વધુમા, એ જતો હોય તો જવા દેવાની સૂચના પણ દઈ દીધી.

બાને એ ગુમાસ્તો નહિ, પણ એની જાડી રીત

ભાત ખટકતી હતી પિતાજીને પણ એ ગોઠતી વાત નહોતી, પરંતુ શું કરે ? તેઓ નિરુપાય હતા એમના અંતરની ખિન્નતા મુખમુદ્રા ઉપર અંકાઈ ગઈ હતી.

જમવાને વખત થયો, એટલે બાપુજીએ ગુમાસ્તાને એક દેવ જેટલા સન્માનથી આસન ઉપર બેસાર્યો ભાણું પીરસ્યું

બાપુજી કોઈની ખુશામત નહોતા કરતા એમને એ આવડતું જ નહોતું, છતા ગુમાસ્તાને રાજી રાખવા બની શકે એટલો પ્રયત્ન કર્યો જમતા જમતા વાતચીત દરમિયાન ગુમાસ્તાની ગાંડી વાતો પણ એમણે પ્રસન્ન મુખે સાભળ્યા કરી પરાણે આગ્રહ કરીને મહેમાનને જમાડયા કરજ માણસને કેટલો દીન, પામર બનાવી મૂકે છે તેની પ્રતીતિ તે વખતે થઈ

જમી રહ્યા પછી, પાનસોપારીનો વિધિ પૂરો થયા પછી ગુમાસ્તાએ કહેવા માડયુ "વ્યાજના પૈસા આજ મળી જવા જોઈએ આજનો આપણો વાયદો છે ઓછામા ઓછા પોણોસો રૂપિયા આજે લીધા વિના નથી જવાનો. એટલા રૂપિયા ન પતે તો મારો આંટો નકામો જાય "

બાપુજીએ પોતાની સ્થિતિ સમજાવવા માડી "વાડીખેતરની પેદાશ હજી વેચાઈ નથી જે પાચ-પચીસ રૂપિયા આવ્યા છે તે તમારા માટે સંઘરી રાખ્યા છે હજી નાના છોકરા ભણે છે કાલે સવારે નોકરીએ

ચડી જશે. તમારી રકમ ભાગી જવાની નથી તમને વ્યાજ અને મુદ્દલ પણ દૂધે ધોઈને દેવાના છે એક પાઈ રાખવાનો નથી બાકી થોડુ વહેલુ મોડુ થાય, તો મારી વતી તમે જ શેઠને ભલામણ કરજો નેગના ગાડા નેળમા નથી રહેતા"

વાત વહેવારની હતી, પણ એમા આજીજીના સૂર ઘૂટાતા હતા

"હુ એવી નકામી વાતો સાભળવા આટલે સુધી નથી આવ્યો, સમજ્યા ને? હુ ચિઠ્ઠીનો ચાકર, મને વ્યાજના રૂપિયા પોણાસો જોઈએ, જોઈએ ને જોઈએ ઘર-બાર વેચો, બૈરા-છોકરા વેચો, પણ ગમે તેમ કરીને અમારા પૈસા ભરી દો, એટલુ હુ સમજુ મારે લાબી વાત ન ખપે મારો પગાર તો કાઢવો જોઈએ ને? તમારા જેવાની કેટલીક ભલામણો હુ શેઠજી પાસે લઈ જઉ?"

ગુમાસ્તો પણ આખરે ગુલામ જ હતો એ ગુલામની ભાષામા જ બોલતો હતો.

"ભાઈ, હુ પૈસા રાખી વાત ન કરુ પૈસાને હુ હાથનો મેલ ગણુ છુ, પણ અત્યારે અમારી એવી સ્થિતિ નથી કે તમારુ કરજ ભરી દઉ નહિતર શુ તમારા મેણાંટોણા નીચી મૂડીએ સાભળી લઉ?" બાપુજીનો આત્મા ઊકળતો હતો, પણ પોતે જ એની ઉપર ટાઢુ પાણી રેડતા હોય એમ એમની

બહારની શાંતિ ઉપરથી દેખાતુ હતુ

બહાર આ પ્રમાણે બાપુજી અને ગુમાસ્તા વચ્ચે તકરાર ચાલતી હતી અંદર મારી બા ભાણા ઉપર બેસીને ખાતી હતી, પણ બાના ગળા નીચે કોળિયો નહોતો ઊતરતો. એની આંખમાંથી આંસુ દડતા હતા, તેમાં પણ જ્યારે ગુમાસ્તો એમ બોલ્યો કે "તારા બૈરા-છોકરાને વેચ, પણ મારું લેણું ભરી દે!" ત્યારે બાનો સાત્ત્વિક ક્રોધ ધગી ઊઠ્યો

ખાતા ખાતા એ ઊભી થઈ ગઈ ખાળમાં હાથ ધોઈ નાખી તે બહાર આવી એ વખતે એનું આખું શરીર ધ્રૂજતું હતું આંખમાંથી જાણે કે આગના તણખા ઝરતા હતા

"નીકળ મારા ઘરમાંથી, મોટો ગુમાસ્તો થઈને આવ્યો છે તે! બૈરા-છોકરાને વેચવાનું કહેતા તારી જીભ કેમ ઊપડી? એવું વેણ બોલતા તને કંઈ શરમ ન આવી? તારે પોતાને બૈરા-છોકરા છે કે નહિ? એમને વેચવાનું કોઈ કહે તો તને કેવું લાગે? તું તારે થાય તે કરી લેજે, ઘર ઉપર ટાંચ લાવજે, ઓછો ઊતરીશ મા, પણ અત્યારે તો મારા ઘરની બહાર નીકળી જા! અમારાથી તારા એ વેણ નથી સંખાતા—નથી સંભળાતા અમારે ઘેર આવી, અમારા સાંભળતા, અમારી બબોઈ કરે છે?"

"બસ, મારે એટલું જ જોઈતું હતું ઠામ-

વાસણ લીલામ ન કરાવુ તો થઈ રહ્યુ – જોતા રહેજો!" અપમાનનો બદલો લેવાની પ્રતિજ્ઞા કરીને ગુમાસ્તો ઘરની બહાર ચાલી નીકળ્યો.

બા ચોધાર આસુ વર્ષાવતી ઘરની અદર ગઈ એનો અતરાત્મા અત્યત દુભાયો હતો, પણ અશ્રુ સિવાય બીજો આધાર નહોતો

આસુ સિવાય આ જગતમા ગરીબનુ બેલી બીજુ કોણ છે?

મારી બાની દરમિયાનગીરી બાપુજીને ન ગમી તેઓ કળવકળથી ગુમાસ્તાનુ મન મનાવવા મથતા હતા વચ્ચે મારી બા આવી તેથી તેઓ દિગ્મૂઢ જેવા થઈ ગયા ગમે તેમ કરીને એમણે ગુમાસ્તાને પત્રીસ રૂપિયા આપ્યા ગુમાસ્તો રૂપિયા લઈને બીજે ગામ રવાના થયો

અતર ખાની કરતા હોય તેમ બાપુજીએ મારી બાને કહેવા માડ્યુ "તમને બૈરાઓને લાબી બુદ્ધિ નથી હોતી હુ મનને મારીને એની કેટલી સેવા બરદાસ ઉઠાવી રહ્યો હતો? બાત્રનુ જ હોત, તો શું મને ન આવડત? પણ અત્યારે આપણે લાચાર દશામા આવી પડ્યા છીએ એવે વખતે ક્રોધ પણ પી જવો જોઈએ"

"પગલે પગલે અપમાન વેઠવા, વાતવાતમા મેણા સાભળવા, તેના કરતા બે પૈસાનુ અફીણ ઘોળીને

પી જવું શું ખોટું ? આમ કરજદાર રહીને કૂતરાની જેમ જીવવામાં શી મજા બની છે ? બહુ બહુ તો જપ્તી લાવશે, ઘરબાર, ઢોરઢાખર હરરાજ કરાવશે, એ જ કે બીજું કંઈ ? મજૂરી કરીને, સૂકો રોટલો ખાઈને પડી રહીશું, પણ આ ગાળો નથી સખાતી." બા અત્યારે લાગણીઓના પૂરમાં તણાતી હતી

"કહેવું સહેલું છે, પણ વેઠવાનો વખત આવે ત્યારે એ દોહ્યલું થઈ પડે છે" બાપુજીએ વ્યવહારનો કઠોર સિદ્ધાંત સમજાવ્યો અને ઘરની બહાર નીકળી ગયા

મારો નાનો ભાઈ ત્યાં બેઠો હતો તે મારી બાને કહેતો હતો 'બા, પણ તું રડે છે શા સારુ ? તું રડે છે તો મને રડવાનું મન થાય છે તું કહેશે તેમ હું કરીશ, પણ રોવું રહેવા દે"

બાળક મોટા માણસને શિખામણ આપતું હતું— જાણે કે ફૂલ મોટા ઝાડને ટેકવતું હોય એવું એ અલૌકિક દૃશ્ય હતું

*

બાની તે વિસની દીન-કંગાળ મૂર્તિ મારી આંખ આગળ ખડી થાય છે અને મને આપણા દેશનું અપાર દુઃખ, દૈન્ય, દારિદ્રય યાદ આવે છે ભારતમાતાની દીનતા જાણે કે મારી બામાં મૂર્તિમંત બની હતી

બાની જેમ જ આપણો દેશ કેટલા કર અને

કરજના ભારથી દૂબાઈ રહ્યો છે? ભારતમાતાના બાળકોને નથી પૂરુ ખાવા-પીવાનુ મળતુ કે નથી પૂરતા ઉદ્યોગ-વ્યાપાર

ભારતમૈયાના કેટકેટલા સતાનો રોજ જનમતાની સાથે જ કે જનમતા પૂર્વે જ કાળના મુખમા હોમાઈ જતા હશે? એવો કોઈ પ્રદેશ હશે, જ્યા દુષ્કાળ, મોઘવારી, બેકારી કે વેઠના ત્રાસ નહિ ગુજરતા હોય? હજારો નહિ, લાખો હિંદીઓમાથી કોઈક જ એવો નીકળશે કે જેના મુખ ઉપર તેજ કે ઉલ્લાસના બે કિરણ રમતા હશે! ભારતમૈયાના સ્વાભાવિક તેજ ઉલ્લાસને જાણે કે કોઈ દૈત્ય ભરખી ગયો છે

આગમા જેમ ઘરબાર, મહોલ્લા, ગામના ગામ બળીને રાખ થઈ જાય છે, તેમ પારતન્ત્ર્યે આપણુ દેશનો ઉલ્લાસ, રસ–સર્વસ્વ ભસ્મીભૂત કર્યું છે

ભૂખમરાની, મૃત્યુની જ તાડવલીલા સર્વત્ર વિલસી રહી છે, આનદને સ્થાને ગ્લાનિ, જ્ઞાનના આસને વહેમ અને રૂઢિજડતા, ઔદાર્યની જગ્યાએ ઈર્ષા અને સકુચિતતાએ પોતાના અડ્ડા જમાવી દીધા છે

ધર્મની જન્મભૂમિ જેવા ગણાતા આ દેશમા અધર્મ, અજ્ઞાન, બધન, પરપરા અને ભયની જ સત્તા ચાલી રહી છે માટી આ જેવી હજારો માતાઓ રોજ દુ ખ-દૈન્યના ખપ્પર ભરી દઈને પરલોકમા પહોચી જતી હશે, આજના આ વિરાટ દુ ખ, સર્વવ્યાપી

દૈન્યનો ઈલાજ હાથ ન આવે, ત્યા સુધી મારી આ જેવી જ આ દેશના દુર્દશા રહેવાની!

આ નિરાશામાથી એક દિવસે આશાનો સૂર્ય ઊગવો જોઈએ નર્યો નિરાશાવાદ એ નાસ્તિકતાનો જ એક પ્રકાર છે આપણે જો દેશના દુ ખ દૈન્ય ગાડી નાખવા કટિબદ્ધ બનીએ, પૂરા સહકાર સાથે પતિતોદ્ધારમા લાગી જઈએ, પગલે પગલે દેશની આબરૂનો ખ્યાલ રાખીએ, પરદેશમા વહી જતી સમૃદ્ધિને ગૃહઉદ્યોગની પજોથી રોકીએ, ભાગ્ય ઉપર ભરોસો રાખીને બેસી રહેવા કરતા પુરુષાર્થ અને આત્મભોગની ભાવના વિકસાવીએ, તો નિરાશાની ઘોર રાત્રમાથી આશાનો ઉષ કાળ અવશ્ય પ્રકટે



# મારી બાના બાપુજી

૨૦

કુમળી ભીંજાય ને ભારે થાય, તેમ એક વાર કરજ કર્યું એટલે વ્યાજનું વ્યાજ ચઢવે જાય અને કરભાર વધતો જાય. મારા બાપુજીની પણ એ જ દશા થઈ. વ્યાજ પૂરું પાધરું ભરી શકતા નહિ. ઘરબાર, ઢોર, બધું હરરાજ થઈ જશે એવી બીક લાગવા માંડી.

મારી બાના બાપુ, જેમને હું નાના કહેતો, તેઓ પાંચ માણસમાં પુછાય તેવા હોશિયાર, વ્યવહાર કુશળ પુરુષ હતા. તેઓ મારા બાપુજીને ખાસ સલાહ આપવા એક દિવસે અમારે ત્યાં આવ્યા.

બુદ્ધિશાળી અને ધનસંપન્ન હોય તેમને થોડું અભિમાન હોય એ સ્વાભાવિક છે.

નાનાએ વાડી–ખેતર વગેરે સ્થાવર મિલકત વેચી દઈને, કરજના ભારમાંથી છૂટા થઈ જવા આગ્રહ કર્યો.

બાપુજી કંઈ બાળક નહોતા. એમને એમ લાગ્યું કે પોતે કરજદાર છે, કંગાળ છે, એટલે આવા બધા સગા–સ્નેહીઓ આવીને, સલાહને બહાને પોતાનું દોઢ

કહાપણ બતાવી જાય છે બાપુજીનુ મન આજુ હતુ આ કોઈના હાયનો સહેજ સ્પર્શ થતા વ્યથા થતી

"હુ મારી સ્થિતિ સમજુ છુ મારી ચિતા તમારે કરવાની જરૂર નથી." વાતવાતમા બાપુજી બોલી ગયા

એથી મારા નાનાનુ અભિમાન ઘવાયુ સાપના ફુફાડાની જેમ જ એમણે આવેશમા આવી જઈને કહેવા માડ્યુ

'દોઢડહાપણ ડોળવા નથી આવ્યો. શુ કરુ ! દીકરી આપી છે એટલે છૂટકો નથી કાળજુ બળીને રાખ ન થતુ હોત, તો આટલો ગારો ખૂદતો તમારે ત્યા ન આવ્યો હોત સાભળ્યુ છે કે લેણદાર તમારે ત્યા જપ્તી લઈને આવવાનો છે જપ્તી આવે અને આબરૂના કાકરા થાય, તે પહેલા જ ચેતી જાઓ અને એકાદ વાડી–ખેતર વેચવુ પડે તો વેચીને પણ કરજમાથી છૂટા થઈ જાઓ, તો ભગવાન કોઈક દિવસે સારો દી દેખાડશે. બાકી આ રીતે મને ભનીવાર નથી દેખાતો."

મારા બાપુજીએ જે જવાબ આપ્યો તેમા ધરતી માતાનુ સ્તોત્ર ગુજતુ હોય એમ મને લાગ્યુ પોતે આ વાડી તૈયાર કરવામા કેટની મહેનત કરી છે કેટલા પૈસા ખર્ચ્યા છે કેટની આશાની ઈમારતો મનમા રચી છે, તેનુ તેમણે વર્ણન કર્યા પછી કહ્યુ

' બાપદાદાની જમીન વેચવી અને કાળજુ કાપી

આપવુ, એ બેમા મને કઈ તફાવત નથી જણાતો માતાને કોઈ પુત્ર વેચી શકે નહિ, તેમ પોતાની ધરતી માતાને કોઈથી વેચી શકાય નહિ. જેણે આજ સુધી અન્ન–વસ્ત્ર પૂરા પાડયા તેને વેચી દેવી ? એ પ્રકારનુ અઘોર પાપ મારાથી નહિ થાય"

"ભાઈ, એવી વાતોથી વડા નથી થતા એવી વાતો જ્યા શોભતી હોય ત્યા શોભે ખેતર–પાદર જો વેચાતા જ ન હોત, તો આપણા બાપદાદાએ એ કયાથી મેળવ્યા ? વહેવારમા એવી ભાવનાઓ ન ચાલે–ભૂખે મરવાનો વખત આવે વળી આપણો સારો વખત આવશે, એટલે એવી બીજી જમીન ખરીદી લઈશું અત્યારે કરજ વધી ગયુ છે, જપ્તીના નગારા માથે વાગી રહ્યા છે તે બધુ સમજો અને પાણી આવતા પહેલા પાળ બાંધી લો, તો આપણી સૌની આબરૂ જળવાય. આબરૂ એક વખત ગયા પછી ગામમા રહેવુ અકારુ થઈ પડશે. હુ તો તમારા સારા માટે કહુ છુ કડવો લાગતો હોઈશ તોપણ આવ્યો છું, તો પૂરુ પાધરુ સમજાવ્યા વિના નહિ જઉ' મારા નાના બાપુજીને સમજાવતા હતા, પણ વાકયે વાકયે મુરબ્બીપણાના કાંટા વાગે એવી એ વાણી હતી

"મારી આબરૂની એવના મને કઈ નહિ હોય ?" એટલુ પણ બાપુજી ન બોલ્યા હોત તો ઠીક થાત

"તમારી એકલાની આબરૂનો આ પ્રશ્ન નથી

તમે મારા જમાઈ છો લોકો કહેશે કે આ ફલા શાઈના જમાઈના ઘરબાર હરરાજ થયા, તે વખતે મ બૂડી મરવા જેવુ નહિ લાગે ? તમે કઈ પરાયા નથ જરા અક્કલથી તો વિચાર કરો !'

"મારામા અક્કલનો છાટો હોત, તો તમ અહી લગી આવવાની જરૂર ન પડી હોત. તમે મ અક્કલવિહોણો કહેવો હોય તો કહેજો, જે કહેવ તે કહેજો, પણ હુ મારુ ધાર્યું કરવાનો"

"ધાર્યું કર્યું અને કરવા દીધુ, ત્યારે તો આટ ખુવાર થયા ! તમારા બાપ દાદાની આબરૂનો તો ખ્ય કરો ! ત્રીસ ત્રીસ વર્ષ થયા એક રાતી પાઈ સરખી બચા છે ? રળતા-કમાતા આવડે નહિ ને શેઠ રાખ તિસમારખાનો, એ કયા સુધી પોષાય ? આમ ધીમા ધીમા દોડચે જશો, તો કાલે ઘરબાર હરરાજ થ પહેરેલે કપડે ઘરની બહાર નીકળવુ પડશે, ભી માગવા છતા પેટ નહિ ભરાય !" નાનાએ હવે છ ઉપરનો કાબૂ ગુમાવ્યો હતો

મારી બા એ વખતે અદરના ઓરડામા બે હતી. એનાથી આ શબ્દો સભળાતા નહોતા, છતા મ ઉપર સયમ રાખીને સાભળ્યા કરતી હતી આખ એનાથી ન રહેવાયુ બહાર આવીને એ પોતાના પિતા કહેવા લાગી

"તમે તમારી દીકરીના ઘરમા બેસીને, તમા

જમાઈને આ ખાસડા મારો છો, એ ન ભૂલશો બાપુજી, બીજાઓ એમને ભલે હડધૂત કરે, તમારે એમનુ થોડુ માન રાખવુ જોઈએ મારા પગલા જ એવા કે હુ આ ઘરમા આવી, ત્યારથી એ બિચારા પાયમાલ થઈ રહ્યા છે એમા એમનો શો દોષ? ઘરના સુખી હતા, બાપ દાદાની માલ–મિલકત હતી આજે કરજદાર બનવાની વેળા આવી

"તમારી દીકરીના ભાગ્યમા જ એવા લલાટલેખ લખાયા હશે તે કોણ મિથ્યા કરે? હુ જ અભાગી! એમના સૌભાગ્યને લીધે આજ સુધી અમે ખાધુ ને લહેર ઉડાવી! તમારા જમાઈનુ પુણ્ય પહોચતુ હતુ ત્યા સુધી બધુ ઠીક ઠીક ચાલ્યુ હવે અમારુ દુર્ભાગ્ય અમારી પાસે!

"જે થવાનુ હોય તે ભલે થાય! મારુ કહેવુ તો એટલુ જ છે કે એમનુ મન તમે દૂભવશો મા! એક વાર પણ જો મન જુદા પડી ગયા, તો પછી પાછા સધાતા નથી અને દીકરીને ઘેર જઈને, દીકરીના દેખતા એના સ્વામીને આવા મેણા સભળાવવા એ તમારા જેવાને ન શોભે, ગમે તેવા, પણ મારા એ પતિદેવ છે

"નસીબમા દુખના દહાડા લખ્યા હશે તે કઈ મિથ્યા નથી થવાના આપ જેવા વડીલો–મુરબ્બીઓના આશીર્વાદ જોઈએ સૌના દિવસ એકધારા એકસરખા નથી જતા બે દિવસ દુઃખના ઊગે, તો બે દિવસ સુખના

પણ ઊગે! અભાગ્ય ને અધારુ હમેશા ટકેલુ નથી રહેતુ ”

બા છેલ્લે એના બાપુના પગે પડી

“તમને કોઈને ન ગમતુ હોય તો હુ તો આ ચાલ્યો ફરી વાર તમારા આગણે આવુ તો ઢેડ કહેજો!” ગુસ્સામા ને ગુસ્સામા મારા નાના ઊભા થઈ ગયા

'બાપુ હું તમને જવાનુ નથી કહેતી અમારા ભાગ્ય તો પરવારી ગયા છે અમારા સગા–સબધીઓ જો અમને આ રીતે તજી દે, તો અમારે બીજે ક્યા આશરો લેવો?” ગળગળા અવાજે મારી બા વીનવતી હતી.

“હવે પ્રાણ જાય તોપણ તારા ઉબરે ન ચડુ જ્યા મારી સલાહ કડવી લાગતી હોય ત્યા જવાનો અર્થ જ શો છે?” નાના ક્રોધથી લાલપીળા જેવા દેખાતા હતા.

‘બાપુ પેટના છોકરા કરતા તમને તમારુ અભિમાન વધુ કીમતી લાગે છે? છોરુ કછોરુ થાય માવતર એમનુ ગૌરવ ન છોડે ... ” બા બોલતી રહી. નાના ઊઠીને ચાલતા થઈ ગયા.

અમારા ઘરમા તે દિવસે સ્મશાનની શાતિ છવાઈ ઈ આગણામા એક તુળસીનો રોપ હતો, ત્યા જઈને બાએ આસુનુ પૂર કોઈ ન જાણે તેમ ઠલવ્યુ આસપાસ ઊભેલા લીબડા ને આબાની ઘટાએ એ દૃશ્ય નિઃસ્તબ્ધપણે નિહાળ્યુ

# પ્રેમાવતાર બાપુજી



## ૨૧

અમારે ત્યા એક ગાય પણ હતી એ ગાય વિયાણી અને દૂધની બળી કરી આડોશીપાડોશીમા વહેંચી ત્યારે સ્વાભાવિક રીતે જ બાને મારુ સ્મરણ થયા વિના ન રહ્યુ પણ એ વખતે હુ છ ગાઉ ઉપર આવેલા ગામમા ભણતો હતો

બાએ મારા બાપુજીને આગ્રહ કરીને બળીની ઓગરણી સાથે ત્યા મોકલ્યા

બાપુજી ખરે બપોરે અમારી શાળા પાસે આવી પહોચ્યા એ વખતે અમારે કલાકની રજા હતી અમે સૌ છોકરા પાસેના આબાવાડિયામા રમતા હતા કોઈ પોતાને ઘેરથી લાવેલ નાસ્તો ખાતો હતો, તો કોઈ વળી ઝાડની ડાળીએ હીચકતો હતો

હુ એ છોકરાઓમા બહુ ભળી શકતો નહિ, એટલે એક ઝાડની છાયામા બેઠો હતો મારા બાપુજી મને ગોતતા ગોતતા હુ બેઠો હતો ત્યા આવી પહોચ્યા

મને એમના આગમનથી ભારે આશ્ચર્ય થયુ મે પૂછ્યુ

"બાપુજી, તમે ક્યાંથી આવ્યા? મને બોલાવ્યો હોત તો હુ ઘેર આવત! તમે શા સારુ આવ્યા?"

બાપુની રહેણી સાવ સાદી અને દેશી ઢબની હતી અમે અગ્રેજી નિશાળના વિદ્યાર્થીઓ બીજુ કઈ શીખીએ કે ન શીખીએ, પણ અગ્રેજી ઢબના ભક્ત તો બની ચૂકયા હતા કોઈ મેલો કે ચીથરેહાલ માણસ અમારા જોવામા આવે, તો અમે એને જગલી જેવો જ ગણી કાઢતા, કારણ કે અમારાથી વધુ ભણેલા અને સુધરેલા કહેવાતા ઊચા વર્ગના વિદ્યાર્થીઓ અમારા પ્રત્યે એવો જ વહેવાર રાખતા

એક તો મારા બાપુજી સાદાઈના ઉપાસક હતા અને બીજુ તેઓ પાચ-છ ગાઉ પગે ચાલીને આવ્યા હતા રસ્તાની ધૂળ એમના મો અને વસ્ત્ર ઉપર ચોટી ગઈ હતી

ખરુ જોતા એટલે દૂરથી ખાવાનુ લઈ આવનાર પિતાજી તો ઠીક, પણ બીજુ કોઈ ત્રાહિત માણસ હોય, તો તે પણ અમારા આદર અને અભિવાદનને યોગ્ય ગણાય પરતુ એ વખતે નિશાળની ઉપરછલ્લી કેળવણી એ અમારી આખમા અભિમાનનુ કાજળ આજ્યુ હતુ કેળવણીથી અતર વિકસવુ જોઈએ તેને બદલે અમે બાહ્ય ઠઠેરા અને ટાપટીપમા જ મોહાઈ ગયા હતા. ઉજળા ચકચકિત વસ્ત્રના ભપકા, છટા અને રૂપ-રગ

સિવાય, અંતરનો પ્રેમ, વાત્સલ્ય, ઔદાર્ય જેવું કંઈ અમે જોઈ જ શકતા નહિ એ દૃષ્ટિએ અમારી કેળવણી નકામી હતી–અમને ગાઢા અંધકારમાં લઈ જતી હતી એમ કહું તો પણ ચાલે

જે કેળવણી સામા માણસના અંતરમાં પ્રવેશવાની કળા ન શીખવે, પ્રાણીમાત્રના હૈયામાં જે દિવ્યતા જે પવિત્રતા રહેલી છે, તેનો સ્પર્શ કરતા ન શીખવે, તે કેળવણી શા કામની? બાહ્ય સ્વરૂપોની ભીતરમાં ભવ્ય અને સુંદર સૃષ્ટિ રહેલી છે તે જોવાની શક્તિ જો કેળવણીથી ન આવે, તો એને કેવળ અક્ષરજ્ઞાન સિવાય બીજુ કંઈ જ ન કહેવાય

પોતાના એક બાળકને બાપુજી છ ગાઉ પગે ચાલીને, રસ્તાનો તાપ–તડકો વેઠીને બગી ખવરાવવા આવ્યા, ત્યારે એમના દિલમાં કેટલી પ્રબળ પ્રીતિભાવના હોવી જોઈએ!

સ્નેહ અથવા પ્રીતિનો ઉમળકો જ સર્વ દુઃખ, સર્વ સંતાપ સહન કરવાનું અસાધારણ બળ આપે છે

બાપુજીમાં જો આવો સ્નેહ ન હોત તો તેઓ આટલો લાંબો પ્રવાસ કરીને અહીં શા માટે આવત? પ્રેમ ખરેખર સ્પર્શમણિ છે દુઃખ અને કષ્ટને પણ સ્પર્શમાત્રથી તે સુંદર અને મધુર બનાવી દે છે મારી બા જેવી પ્રેમાળ હતી, તેવા જ મારા બાપુજી પણ પ્રેમાળ હતા. આવાં માતા–પિતા સદ્ભાગ્યે જ સાંપડે

નાનપણમાંથી જ મને દિવ્ય પ્રેમનું પાન કરવાનું સૌભાગ્ય મળ્યું હતું આજે તો મને એમાં પણ દૈવનું દર્શન થાય છે મને એમ થાય છે કે બાપુજીએ આ બધી ગામના કોઈ એક ગરીબ છોકરાને ખવરાવી, પોતાના પુત્રને જ પહોંચી એવો અપૂર્વ લહાવો કાં ન લીધો? કોઈ ભૂખ્યા-તરસ્યા, કોળિયા ધાન્ય માટે તરફડતા વૃદ્ધ કે અપંગને એ બધી એમણે ખવરાવી દીધી હોત તો? મારામાં જ એમની મોહદૃષ્ટિ કાં બધાઈ રહી? હું કોણ? બીજા બાળકો જે માટીના બનેલા હતા, તો મને પ્રભુએ સોનારૂપામાંથી નહોતો ઘડી કાઢ્યો!

પણ આવી વ્યાપક દૃષ્ટિ સૌ કોઈને અકસ્માત નથી મળી જતી માણસ માત્ર ક્રમે ક્રમે જ આગળ વધે છે આસક્તિમય જીવનમાંથી નિરાસક્ત દશામાં પ્રવેશવું મોહથી ભરેલા સંસારમાંથી નીકળી નિર્મોહ ત્વના મહેલમાં દાખલ થવું, એ રમત વાત નથી મારા માતાપિતાએ મને પ્રેમથી ઘરવી દીધો છે, એટલે કદાચ આવું બધું સૂઝતું હશે બાળવયમાં મારી બાએ જે બીજ મારા અંતરમાં વાવ્યાં હતાં, તેના જ આ અંકુરો ફૂટ્યા હશે

મારા હૈયામાં જો પ્રેમભાવનાના નાના-મોટા રોપ ફૂટ્યા હોય તો તે પ્રતાપ મારી બાનો અને બાપુજીનો છે એમણે જ જાણ્યેઅજાણ્યે એ રોપ ઉછેર્યા છે

"વાહ! વાહ! શી મજાની પાઘડી છે ! અને આ કોટ તો કોઈ વિલાયતી કારીગરે સીવ્યો લાગે છે!" મારા બાપુનો વેશ જોઈ ને બીજા છોકરાઓ છૂપા છૂપા હસતા હતા

હુ એથી ચિડાયો જ નહોતો એમ ન કહી શકુ મને એમ થયુ કે બાપુજી અહી ન આવ્યા હોત તો સારુ થાત આ છોકરાઓને એમની ઠઠ્ઠામશ્કરી કરવાની તક ન મળત

મને એ વખતે મારી આબરૂની પડી હતી બાપુજીના સ્નેહભીના અતરનો વિચાર કરવા જેટલી મારામા આવડત નહોતી એક યા બીજી રીતે આપણે સૌ અહકારના જ પૂજારી છીએ 'મારુ સુખ, મારી આબરૂ મારી તબિયત" સિવાય આપણે ભાગ્યે જ બીજા કોઈના સુખ કે આરામનો વિચાર કરીએ છીએ

દુનિયાનુ બધુ સુખ આપણે એકલા જ ભોગવવા સારુ જન્મ્યા હોઈએ એવો આપણે દાવો કરીએ છીએ પણ જેઓ પોતાની જાતને ભૂલી શકતા નથી અહભાવને ઓગાળી દઈ શકતા નથી, એમના મા પ્રીતિ ભાવના જેવી વસ્તુ જ શી રીતે સભવે? અને મે કહ્યુ તેમ પ્રીતિ તો આ સમારનો સ્પર્શમણિ છે! દુખને પણ એ સુદર મધુર બનાવી દે છે!

બાપુજીએ મને સબોધીને કહેવા માડ્યુ "બેટા, આ ગાયના દૂધની બળી ખાસ તારી બાએ તારા સારુ

મોકલી છે તુ તારા દોસ્તોને બોલાવ એમને પણ આપ અને તુયે ખા!"

બાપુજીએ બોગણી મારી સામે ધરી દીધી છોકરાઓ તો આઘે ઊભા ઊભા હસતા જ હતા

મારા મો ઉપર શરમના સેરડા પડેલા જોઈ ને બાપુજીએ ફરી આગ્રહ કર્યો "જોઈ શુ રહ્યો છે? એમા શરમાવા જેવુ શુ છે? બોલાવ તારા દોસ્તોને!"

મારા કઠમાથી સ્વર નીકળે તે પહેલા જ બાપુજીએ મારા જે સાથીઓ પાસે ઊભા હતા, તેમને પ્રેમભાવથી બોલાવ્યા

એક સાથી જરા હિમ્મતબાજ હતો તેણે અમારી નજીક આવીને બોગણી ખુલી કરીને આસપાસ ઊભેલા દોસ્તોને થોડી થોડી બળી વહેચી દીધી મને પણ મારો ભાગ આપ્યો

બાપુજી થાકીને લોથ જેવા થઈ ગયા હતા એમણે અમને નિરાતે બળી ખાતા જોઈ ને દેહ સહેજ લબાવ્યો એ વખતે એમના મો ઉપર આનદ અને તૃપ્તિની જાણે કે છોળો ઊછળતી હતી

બળી સ્વાદમા ઘણી મીઠી લાગી અમે ખાતા હતા તે દરમિયાન બાપુજીની આખો સહેજ મળી ગઈ એટલામા નિશાળનો ઘટ વાગ્યો

બાપુજી ઘટનો અવાજ સાભળી જાગી ગયા

એમણે આખો ચોળતા ચોળતા પૂછ્યુ "ખલાસ કરી વાળી ને? લાવ કામ પાછુ નદીએ જઈને માજી નાખીશ "

મે બળીવાળુ કામ બાપુજીને પાછુ સોપ્યુ જતા જતા તેઓ કહેતા ગયા 'બેટા, કાળજીથી અભ્યાસ કરજે ઘરે સૌ મજામા છે ચિતા કરીશ નહિ અને આપણી ગાય વિયાણી છે, તેને વાછડો આવ્યો છે "

હુ મારા વર્ગમા આવ્યો મને વિચાર થયો પાચ-છ ગાઉ પગે ચાલીને પોતાના પુત્રને બળી ખવરાવી આવનાર પિતાજીનુ અને બળી તૈયાર કરીને મોકલનાર મારી સ્નેહાળ બાનુ અનત કરજ હુ ક્યારે વાળીશ?

બહારથી ગરીબ-નિર્ધન દેખાતા અને વસ્ત્રની ટાપટીપ વિનાના આવા માતાપિતાઓના અતરમા સ્નેહ અને શ્રદ્ધાની કેટલી અમૂલ્ય સપત્તિ ભરી હોય છે! એવી સપત્તિ ન હોત તો આ સસાર કેવો રાક, કગાળ ને શુષ્ક લાગત!




## ૨૨

મે મહિનાની છુટ્ટી પૂરી થતા હુ પાછો શહેરમા ભણવા આવ્યો. એટલામા વર્ષાઋતુની શરૂઆત થઈ ગઈ. તપેલી ધરતી ઉપર પાણીની શીતળ જળધારા રેડાવા લાગી. ધરતીમાતાના હૈયામા પ્રથમ વર્ષા વખતે કેવી સુવાસ સ્ફુરે છે! "ગધવતી પૃથ્વી" એ સૂત્ર એવે ટાણે સમજાય છે.

ફળમા જે રસ, જે સ્વાદ રહેલા છે, તે ધરતી માતાના અનત વાત્સલ્યનો જ પ્રતાપ નથી, તો બીજુ શુ છે?

ઘેરથી હુ શહેરમા ભણવા આવ્યો, ત્યારે મે મનમા એક ગાઠ વાળી રાખી હતી. હકીકત એવી બનેલી કે મારા નાના ભાઈએ નવા અગરખા માટે એક દિવસે કજિયો કરેલો.

બાએ એને ફોસલાવતા કહેલુ: "આ તારો મોટો ભાઈ અત્યારે ભણે છે, તે જ્યારે નોકરીએ વળગશે ત્યારે તારા સારુ છ-છ મહિને એક અગરખુ સિવડાવી દઈશ, સમજ્યો ને હવે?"

પ્રેમના તૂમડે તર્યો !

અમારા જમાનામા જ્યારે અમે નિશાળે જતા, ત્યારે કોટ, પાટલૂન, ખમીસ, જાકીટ, નેકટાઈ વગેરેની બહુ પચાત નહોતી મોટા શહેરોમા કઈક અશે ફેશનનો શોખ ચાળો શરૂ થયો હતો, નાના ગામોમા અગરખા કે પહેરણથી ચલાવી લેવાતુ

વરસ દહાડે એક અગરખુ બસ થતુ ટાઢના દિવસોમા અમે જાડા ધોતિયાની કે પછેડીની ગળા ફરતા ગાતરડી બાધના ઊનના વસ્ત્ર પાછળ અમે રાતી પાઈ ભાગ્યે જ ખરચતા

વસ્ત્રોનુ પ્રમાણ ઓછુ એટલે હવા અને પ્રકાશનો સીધો સપર્ક અમ રા અગ સાથે રહેતો ગડ ૂમડ કે બીજી કોઈ બીમારીનો અમને ભય નહોતો

ખુ લી હવા, ખુ-લો પ્રકાશ અને સાદા આહાર-વિહારને લીધે અમારા દેહ પણ ખ-તલ બન્યા હતા.

વધારે લૂગડા-લતાના ઠઠારાથી આપણે કેટલાક નવીન રોગોને આમ ત્રણ આપીએ છીએ, એમ કહુ તો ખોટુ નથી

મારા નાના ભાઈનુ અગરખુ સાવ ફાટી ગયુ હતુ બાએ બે-ત્રણ મોટા થીગડા માર્યા હતા, તેથી ભાઈનો દેહ તો ઢકાતે, પણ મને એમ થયું કે નાના ભાઈ માટે એક નવુ અગરખુ હરકોઈ પ્રમારે મારે સિવડાવવુ જોઈએ

નિશ્ચય તો કર્યો, પણ એને માટે જે રોકડા પૈસા જોઈએ તે ક્યાંથી કાઢવા ?

કચેરીના કામકાજને અંગે મારા બાપુજી કોઈ કોઈ વાર અમારા ગામમાં આવતા એવે પ્રસંગે કોઈ વખતે એક આનો તો કોઈ વખતે બે આના મને હાથ ખરચ માટે આપી જતા મેં એમાંથી એક ફૂટી કોડી પણ નહિ ખરચવાનો દૃઢ નિશ્ચય કર્યો

જેઠ મહિનામાં નિશાળ ઊઘડી હતી, અને ગણેશ ચોથની રજાને હજી ત્રણ મહિનાની વાર હતી એટલા ગાળામાં હું જો પાઈએ પાઈ બચાવી શકું, તો નાન ભાઈ માટે એક સરસ અંગરખાનો વેત કરી શકું, એમ મને લાગ્યું

એક ધ્યેય નક્કી કરીએ, અને ભલે ધીમે, પણ આગળ ધપવાનું ચાલુ રાખીએ, તો ધ્યેયની નજીક જરૂર પહોંચી જઈએ

ગણેશચોથનું પર્વ આવ્યું તે પહેલા મેં એક રૂપિયો ને બે આનાની બચત કરી વાળી ગૌરી–ગણપતિ સારુ તે પર્વમાં લોકો નવા કપડાં તૈયાર કરાવે છે મોટાઓ અને બાળકો પણ નવા નવા કપડાં પહેરી દેવદર્શને નીકળી પડે છે મારા નાના ભાઈને નવું અંગરખું કોણ સિવડાવી દે ! મારે માથે જ મેં એ જવાબદારી લીધી હતી

દરજી પાસે કપડું લઈ ગયો અને મારા નાના

પ્રેમના તૂમડે તર્યો !

ભાઈની ઉમરનો એક બાળક રસ્તે જતો હતો તેનુ માપ લઈને અગરખુ સીવવા દીધુ

કપડામા અને સિલાઈમા મારી લગભગ બધી મૂડી ખલાસ થઈ ગઈ

અગરખુ સિવાઈને આવ્યુ, ત્યારે મને કેટલો આનદ થયો તે એક માગ અતરાત્મા સિવાય ભાગ્યે જ બીજુ કોઈ જાણતુ હશે અગરખુ લઈને જતો હતો, ત્યારે માથે જ આખમા હર્ષાશ્રુ સમાતા નહોતા

વર્ષાઋતુનો અમલ બેસી ચૂકયો હતો. જે દિવસે હુ મારા ગામડે જવા નીકળ્યો, તે દિવસે મને મારા હિતૈષીએ કહેલુ

"હમણા વરસાદ આવે છે નદીનાળા પાણીથી છલકાઈ ગયા છે બે દિવસ પછી જજે"

પણ એ સલાહ મારા ગળે શાની ઊતરે ?

મારા અતરમા જ પ્રેમના પૂર ઊછળતા હતા નદીનાળાના પૂર મને થોડા જ રાકી રાખે ?

નવુ અગરખુ એક કપડામા બરાબર લપેટી લીધુ ભગવાને મને જો પાખ આપી હોત તો ઊડીને ઘરભેગો થઈ જઉ અને નાના ભાઈને આ અગરખુ પહેરાવુ એમ મનમા થયુ રસ્તાનો થાક મારા હિસાબમા જ નહોતો એ વખતે મારી આખ આગળ મનોરમ સ્વપ્નસૃષ્ટિ વિલસતી હતી. મારી બાને અને ભાઈને આ અગરખુ જોઈને કેટલો આનદ થશે!

એટલામાં રસ્તામાં એક સાપોલિયું મારા પગ પાસે થઈને નીકળી ગયું એનો રંગ જોતા એ ખૂબ જ ઝેરી હોય એમ લાગ્યું મે હવે નીચે જોઈને ધીમેથી ચાલવાનો નિશ્ચય કર્યો

થોડે આઘે ગયો, એટલે એક નહેરું એ કાઠામાં વહેતું દેખાયું પાણી પુષ્કળ હતું, એટલું જ નહિ પણ તાણ પણ બહુ જબરું હતું શું કરવું એવો એકાદ પળ વિચાર આવ્યો

આખરે મારી પવિત્ર બાનું સ્મરણ કરી પાણીમાં ઝૂકી પડયો સારા ભાગ્યે મારા હાથમાં એક લાકડી હતી પહેલા લાકડીને બરાબર ટેકવું અને પછી બીજું પગલું માડું વચ્ચે એક વાર પાણીના મોજાની એવી ઝાપટ વાગી કે હમણા જ ગોથું ખાઈ જઈશ એવી બીક લાગી, પરંતુ એ ટાણે કોણ જાણે કેનો ટેકો મળી ગયો, તેની પૂરી કલ્પના હજી નથી કરી શકયો

પ્રેમના તૂબડે જ હું તર્યો એમ કહું તો ખોટું નહિ. અંતરમાં વિશુદ્ધ પ્રેમભાવના ભરી હતી તેથી જ કસોટીની પળોમાં હું બચી શકયો નાણું કેટલા જોસથી વહેતું હતું ! કોને ભેટવા આટલા વેગથી દોડતું હશે ? એના અંતરમાં પણ શું પ્રેમના મોજા નહોતા ઊછળતા ? આવું પ્રેમી નાણું મારા જેવા પ્રેમીને શા સારુ બુડાડે ?

નાગાનો પિંધ જેમ નદીને મળવા જતો હતો, તેમ હું મારી બાને મારા ભાઈને ભેટવા દોડતો હતો

અમે સમાનધર્મી હતા – સમદર્દી હતા નાળાના પાણીમા જે વેગ હતો, તેવો વેગ મારા અતરમા પણ હતો

ધોધમાર વરસાદના વેગથી રસ્તા ઉપરની ધૂળ ધોવાઈ ગઈ હતી અદરથી અણીદાર પથ્થર બહાર નીકળ્યા હતા. પગલે પગલે એ પથ્થરની ધાર મારા પગના તળિયાને કોરતી હતી, પણ મને એ વખતે એની થોડી જ દરકાર હોય? મારે તો અધારુ ઊતરે તે પહેલા બા પાસે ઘેર પહોચી જવાની ઉતાવળ હતી

મારી ધારણા બર ન આવી રસ્તામા જ રાત્રી પડી ગઈ વાદળાઓ ગર્જતા હતા અને વીજળીના ઝબકારા આખને આજી નાખતા હતા પચમહાભૂત જાણે કે રાસનીલા ખેલતા હોય, તેની સાથે હુ પણ તાલ દેતો હોઉ, એમ એકલો ઘર ભણી દોડતો હતો

આખરે ઘેર પહોચ્યો ખરો વરસાદને લીધે સૌ કોઈ ઘરના બારી–બારણા બધ કરી, અદર ભરાઈ બેઠા હતા. બા એ વખતે સગડી પાસે બેસી તાપતી હતી, બાપુજી પૂજાપાઠમા નિમગ્ન હતા એટલામા જ મે સાદ કર્યો 'બા!"

"બા! ભાઈ આવ્યો! બા! ભાઈ આવ્યો!' એમ બોલતો મારો નાનો ભાઈ મારી સામે દોડ્યો બારણા ખોલી નાખ્યા હુ એને ભેટી પડયો

"પણ આ વરસતા વરસાદમા, ભાઈ, શી રીતે

આવ્યો ? પવળી ગયો હશે !" મારી બાના આર્દ્ર કંઠમાંથી અવાજ આવ્યો

"પાનરનું નહેરુ તો પાણીથી છલકાઈ નીકળ્યું હશે ! કેમ કરીને આવ્યો ?" મારા બાપુજીએ પડકાર કર્યો

'હજી કાલે જ, કહે છે કે, એક બાઈ એ નાળામાં તણાઈ ગઈ !" બાપુજીના સ્વરમાં આશંકા અને ગભરાટ તરવરતા હતા

'દેવની કૃપાથી હેમખેમ છોકરો ઘેર આવ્યો એમ કહો ને ! ચાલ, બેટા, ભીનાં કપડાં કાઢી નાખ, અને ગરમ પાણીથી સ્નાન કરી લે " બાએ બધી ચર્ચાનો અંત આણવા ઉપસંહાર કર્યો

હું નાહવા ગયો નાના ભાઈએ મારું પોટકું કુતૂહલથી છોડવા માંડ્યું બાળકોને નવું નવું જોવા-જાણવાનો બહુ ઉલ્લાસ હોય છે પોટકીમાંથી પોતાને બંધબેસતું અંગરખું નીકળ્યું જોઈને તે આનંદથી નૃત્ય કરવા મંડી ગયો એણે આટલી બધી આશા કદાચ મારી પાસેથી નહિ રાખી હોય એકાદ ચિત્રવાળું પુસ્તક રમકડું કે થોડું ખાવાનું મળશે એમ એણે માન્યું હશે એના બદલે અંગરખું નીકળી પડ્યું

સાચું પૂછો તો એ માત્ર અંગરખું જ નહોતું, મારું હૃદય હતું મારા બંધુપ્રેમનું સ્થૂળ પ્રતીક હતું, મારી બાએ મારામાં રેડેલા સંસ્કારનું ફળ હતું

પ્રેમના તૂબરે તર્યો !

"હે, મોટાભાઈ, આ અગરખુ કોનુ છે? મારા માટે સિવડાવી લાવ્યા ને ?" મારો નાનો ભાઈ મારી પાસે આવીને લાડથી બોલવા લાગ્યો

"પછી કહીશ, હમણા ઘરમા મૂકી છાડ !" મે કહ્યુ

પણ એ ઘરમા શાનો જાય ? બા પાસે જઈને કહેવા મડ્યો "બા ! બા ! આ અગરખુ તો જો ! એ કઈ મોટા ભાઈના પરમાપનુ નથી, મારા માટે જ સિવડાવ્યુ છે !"

હુ સુકાયેલુ કારુ ધોતિયુ પહેરીને, સગડી પાસે જઈને બા આગળ બેઠો

"બેટા આ કોનુ અગરખુ છે ?"

"હશે કોઈનુ સપેતરુ !" બાપુજી બોલી ઊઠયા મે ખુલાસો કર્યો "નહિ, નાના ભાઈ માટે ખાસ સિવડાવી લાવ્યો છુ "

"પૈસા કયાથી કાઢયા ? ઉધાર લાવ્યો ? કોઈનુ કરજ કર્યુ કે ફીના પૈસા ખરચી નાખ્યા ?" બાપુજીએ શકા દર્શાવી

"કોઈના ગજવા ઉપર હાથ નથી માર્યો ને ? ' મારી બાને પણ મારા વિશે વહેમ આવ્યો.

"ના, ના ! ચોરી ન કરવાની તો મે પ્રતિજ્ઞા જ કરી છે, એ તુ નથી જાણતી ? કોઈનુ કરજ પણ નથી

કર્યું, ફીના પૈસા પણ નથી વાપર્યા" આરોપીની જેમ મે મારો બચાવ શરૂ કર્યો

"ત્યારે આ કપડાના અને સિલાઈના પૈસા તે કયાથી કાઢયા?" મુદ્દાનો પ્રશ્ન બાપુજીએ હવે પૂછયો

"તમે મને વખતોવખત આનો-બે આના આપી જતા હતા, તે બચાવીને ત્રણ મહિનામા, રૂપિયાદોઢ જેટલા ભેગા કર્યા અને એમાથી જ અગરખુ સિવડાવ્યુ"

મારા બચાવમા હવે બાપુજીને કે બાને શકા જેવુ કઈ જ ન લાગ્યુ બાએ મારા ભાઈને બોલાવીને નજર સામે અગરખુ પહેરાવી જોયુ

"બા! આ અદરનુ ગજવુ કેવુ સરસ છે! હવે મારી પેન કોઈ દિવસ નહિ ખોવાય! અને, બા આ અગરખુ એક વરસ તો જરૂર ચાલવાનુ, ખરુ ને?"

નાના ભાઈના આનદની સીમા જ નહોતી રહી અગરખાના એક એક ભાગના વખાણ કરતા જાણે કે એ થાકતો જ નહોતો.

બાએ મને તે દિવસે કહેલુ 'બેટા, તુ ઉમરમ કઈ મોટો ન ગણાય, તુ પૈસાપાત્ર પણ ન ગણાય તુ મોટો પડિત કે કુશાગ્ર વિદ્યાર્થી પણ ન ગણાય છતા તું સસ્કાર અને પ્રેમભાવની દૃષ્ટિએ ઘણો મોટો છે! તે જે બધુપ્રેમ કેળવ્યો છે, તે ભવિષ્યમા સાને સારુ જળવાઈ રહે એવી મારી અતકરણની ઉંડ

અભિલાષા છે !'

બાપુજીએ પણ તે દિવસે મારા વાંસા પર હેતથી હાથ ફેરવ્યો એમના મોમાંથી એક ઉદ્ગાર ન નીકળી શક્યો જાણે કે એમનો સ્નેહભીનો હાથ જ મારા બરડા ઉપર અમર શિલાલેખ કંડારતો હતો શબ્દો બોલવાની એમને જરૂર જ નહોતી




૩૩

મહિને દિવસે નિશાળમા જે ફી ભરવી જોઈએ
તેની જોગવાઈ બાપુજી વખતસર કરી શકતા નહિ
અને મને નિશાળમા ગરીબ વિદ્યાર્થી તરીકે માફી
મળી શકતી નહિ અમારી આર્થિક દશા બગડતી
જતી હતી આગળ અભ્યાસ કેમ વધારવો એ એક
વિકટ સમસ્યા થઈ પડી

નિશાળમાથી નિરાશ બની, વીલે મોઢે હુ એક
દિવસે ઘેર બા પાસે આવ્યો બાને મે કહ્યુ

"હુ કહુ છુ કે અમે ગરીબ છીએ માટે મને
ફીની માફી મળવી જોઈએ, પરતુ અમારા શિક્ષક
એ વાત નથી માનતા આપણા બાપદાદા શ્રીમત
હશે, એમની આબરૂ બધાઈ ચૂકી હશે તેથી આજે
પણ મને લોકો લક્ષ્મીપત્ર પરિવારનો પુત્ર માને
છે કોઠીમા જાર-બાજરી નથી એ કોઈ નથી જોતુ
રી નથી ભરતો, એટલે શિક્ષક મને વર્ગ ની બહાર
બેસારે છે એ વખતે મને બૂડી મરવા જેવુ થાય છે

બેટા ! ભીખ માગીને પણ ભણજે !

બા ! તું જ કહે, હવે મારે શુ કરવુ ?"

"હુ તો કહુ છુ કે તારે એ નિશાળનો ત્યાગ કરવો જોઈએ " બહુ જ શાંતિથી બા બોલી

"ત્યારે મારે આગળ ભણવાનુ બધ કરવુ, એમ જ ને? અને આટલા થોડા ભણતરનો મને શો ફાયદો મળવાનો હતો? આજે નોકરી માટે કોઈને આગળ જઉ, તોપણુ મને એ થોડા જ ઊભો રાખે?"

"રેલવે જેવા ખાતામા તને ક્યાક ગોઠવી દેશે, એમ તારા બાપુજી કહેતા હતા ફી ભરી શકાય એવી આપણી સ્થિતિ અત્યારે નથી નોકરી મળતા બે-ચાર દિવસનો વિલબ થાય તો ભલે, પણ નિશાળ તો બધ જ કરવી પડશે "

"બા, અત્યારથી મારે નોકરીએ વળગી જવુ ? ભણવાના અમૂલ્ય દિવસોનો ભાર એ રીતે વ્યય કરી નાખવો ? બા, તુ જાણે છે કે મે ભણતા ભણતા કેવી અદ્‌ભુત સ્વપ્નસૃષ્ટિ રચી છે! મે તો માનેલુ કે ભણી ગણીને કા મોટો કવિ થઈશ, કા પ્રસિદ્ધ સાક્ષર બનીશ, કા નામાકિત ગ્રથકાર કે વક્તા બનીશ, કુટુબને સુખી કરીશ! અને દેશની પણ બની શકશે એટલે સેવા કરીશ! પણ આજે તુ નોકરીએ ચઢવાની વાત કહે છે, તે સાભળીને મારુ કાળજુ કપી ઊઠે છે!"

કવિત્વની ભાવના મારી જીભ ઉપર સવાર થઈ બેઠી હોય, તેમ બા પાસે હુ બકતો હતો મારી

આશાવાદ મારા હોઠને નચાવતો હતો

"બેટા, ગરીબ માણસના મનોરથો હમેશા મનમા જ રહી જાય છે ગરીબોને સ્વાભિમાન જેવુ પણ શુ હોય? ગરીબો તો ઊડતા સૂકા પાન જેવા ગણાય પવનનો ધક્કો લાગે તે તરફ ધકેલાતા ઊડી જવુ, એ જ એમને માટે નક્કી થઈ ચૂકયુ હોય છે "

બા ગરીબાઈના દ ઃખથી જાણે કે ઊ ડો નિ શ્વાસ નાખતી હોય તેમ બોલી

બાના એ શબ્દોએ મારુ અતર વલોવી નાખ્યુ મે કહ્યુ 'તારા એક બાળકનુ જીવન એથી તો બરબાદ થઈ જવાનુ એમ તને નથી લાગતુ ? હુ સારો અભ્યાસ કરીને બહાર પડુ, તો કુળનુ ગૌરવ વધે એમ તને નથી લાગતુ ?"

"કુળનુ ગૌરવ કોઈને કડવુ તો થોડુ જ લાગે ! અને તુ મહાન વિદ્વાન કે સાક્ષર બનીને બહાર પડે, તો આપણી સાત પેઢી તરી જાય ! પરતુ તુ તારા બાપુજીને ભારરૂપ બને, તારી ખાતર તારા બાપુજીને કરજ કરવુ પડે અને તુ ભણીગણીને બહાર પડે એમ હુ નથી ઇચ્છતી તુ જો તારા પગ ઉપર ઊભો રહી શકે, તુ તારી પોતાની શક્તિથી અભ્યાસ આગળ વધારી શકે, તો મારી કઈ ના નથી '

"તો પછી મારે શુ કરવુ એ મને કહે બા!

બેટા! ભીખ માગીને પણ ભણજે!

તે જ મને હમેશા વિપત્તિની પળોમા સાચો રાહ ચીધ્યો છે આજે પણ તું મને રસ્તો બતાવ!"

"બેટા ધ્રુવની વાત તો તુ પોતે જ કહે છે ધ્રુવ રાજાનો બાળ હોવા છતા માબાપને મૂકીને ઘોર અરણ્યમા ગયો હતો—ઘરખોરડાનો મોહ મૂકી દીધો હતો ધ્રુવ નાનો હતો, પણ એનો આત્મવિશ્વાસ અજબ હતો તારે પણ ઘરબાર છોડવા પડે, તો રાજીખુશીથી છોડી દેવા ઘર કરતા બહારનુ વિશ્વ અનતગણું વિરાટ છે ત્યા તને તારુ પોતાનુ સ્થાન જડી જશે.

"ધ્રુવે જેમ તપશ્ચર્યા કરી હતી, તેમ તું પણ વિદ્યા ખાતર ઉગ્ર તપશ્ચર્યા કર! તપશ્ચર્યા કર્યા વિના સિદ્ધિ ભાગ્યે જ મળે છે અને મળે છે તો તેને સદ્દુપયોગ નથી સૂઝતો

"હુ તો ઇચ્છુ કે તું તારા પોતાના પગ ઉપર ઊભો રહે ત્યાગ અને સયમની સાથે વિદ્યાનુ ઉપાર્જન કર! અમે ભલે તારી સાથે ન રહી શકીએ, પણ અમારા અતરના આશીર્વાદ તો હમેશા તારી ઉપર વરસવાના જ!

"સ્થૂળ આખથી તને હુ ન જોઈ શકુ, પણ અતરની આખો તો હમેશા તારી તરફ જ મીટ માડશે!"

"બા! તુ સાચે જ ખરા અતરથી આ વાત કહે છે? મારા હૃદયની વાત જાણે કે તારી જીભેથી સાભળતો હોઉ એમ મને લાગે છે! તુ જો ઘરબાર

છોડવાનુ કહેતી હશે, તો મને મુદ્દલ વાધો નથી ભીખ માગીને ભણવુ પડે, તોપણ મને એમા શરમાવા જેવું નહિ લાગે કદાચ કોઈને ત્યા મહેનત-મજૂરી કરવી પડશે તો તે પણ કરીશ તારી આજ્ઞા હોય, તો માત્ર વિદ્યાભ્યાસ અર્થે ગમે તેટલે દૂર જવા, દુખ વેઠવા હુ તૈયાર છુ ”

“ તો ભલે, બેટા, વિદ્યાર્થીને માટે માધુકરીની મનાઈ નથી આળસુ માણસ ભીખ માગે એ પાપ છે કામ-ધધો મળે તો કરજે, પણ ભૂલેચૂકે ચોરી-ચાડીના અવળા માર્ગે ન જતો અભિમાન બૂરી વસ્તુ છે, પણ સત્યનુ અભિમાન પ્રશસ્ત અને આવશ્યક છે જેને તારી મદદની જરૂર હોય, તેને મદદ કરજે, હમેશા મનને નમન રાખજે, કોઈની સાથે કલેશ કરીશ મા, સૌની સાથે હળીમળીને રહેજે અને ધ્રુવની જેમ વિદ્યાભ્યાસ તરફ મનને એકાગ્ર રાખજે ! ધ્રુવે પોતાના માતાપિતાનો ઉદ્ધાર કર્યો હતો, તેમ તુ પણ વિદ્યાદેવી નો પ્રસાદ મેળવી અમારો ઉદ્ધાર કરજે ! ' બા પ્રેરક મત્રો સુણાવતી હતી હુ એની વાત્સલ્યભીર મુખમુદ્રા સામે જેતો બેસી રહ્યો હતો

“પણ મારે બાપુજીની પરવાનગી મેળવવી પડશે ને ? ” મે પૂછ્યુ

“ એ પરવાનગી હુ તને મેળવી દઈશ. તેઓ પોતે જ એવી મતલબનુ એક વાર બોલી ગયા હતા. ”

બેટા ! ભીખ માગીને પણ ભણજે !

બાએ મને બધી બાબતનું આશ્વાસન આપ્યું

સાંજે અમે બધા વાળુ કરવા બેઠા હતા તે વખતે બાએ મારા અભ્યાસની વાત છેડી

બાપુજીએ પૂરી વાત સાંભળ્યા વિના જ કહેવા માંડ્યું "જ્યાં જશે ત્યાં પૈસા તો મોકલવા જ પડશે ને ! મારી પાસે હવે રાતી પાઈનો પણ જોગ નથી એક દિવસ મારો એવો પણ હતો કે આ હાથે હું હજારો રૂપિયા ખરચી શકતો આજે એવો દુર્દિન ઊગ્યો છે કે પેટના છોકરા માટે એક પૈસો ખરચતાં સાત–પાંચ થાય છે મારી મતિ હવે મૂંઝાઈ ગઈ છે હું આજે છેક લાચાર દશામાં આવી ગયો છું છોકરા અભણ રહે એ જોવા કોઈ માબાપ રાજી ન હોય તેમાંય વળી આવા બુદ્ધિમાન, ગુણવાન અને મહેનતુ સંતાન માત્ર પૈસાના અભાવે અભણ રહે, એ કલ્પના જ દુઃખદાયક છે પરંતુ મારે હવે શું કરવું એની સૂઝ નથી પડતી"

બાપુજીના શબ્દોમાં ગ્લાનિની આગ ભરેલી હતી પોતે અંદરથી કેટલા બળી રહ્યા હશે તે અમે સૌ બરાબર સમજી ગયા

"પૈસા ન મોકલવા પડે એવી એ પોતે જ ગોઠવણ કરી લેતો હોય, તો પછી એને જવા દેવો ને ? જ્યાં જશે ત્યાં એ મહેનત–મજૂરી કરીને કે આખરે માધુકરી માગીને ભણશે, માત્ર એને વાટખરચ માટે

રૂપિયા દસેક આપવા પડશે" બાએ કહ્યુ

"તો મારી ના નથી પોતાની શક્તિ, પોતાની હિમ્મત ઉપર એ જો કયાય પણ જતો હોય, તો હુ વચ્ચે નહિ આવુ એણે અત્યારથી જ નોકરીએ લાગી જવુ જોઈએ એમ હુ નથી કહેતો. મારુ કહેવુ તો એટલુ જ છે કે મારાથી હવે ભણતરના ખરચનો ભાર ઊપડે એમ નથી એ જશે તો હુ ખુશીથી આશીર્વાદ આપીશ ' બાપુજી મારા ગમન વિષે સમ્મત થયા

વાળુ કર્યા પછી હુ બા પાસે બેઠો હતો, એટલામા મારો નાનો ભાઈ ત્યા આવ્યો. એણે કહેવા માડયુ "બા, મોટાભાઈ બહુ આઘે જવાના છે? હમણાની જેમ દર શનિવારે–રવિવારે ઘેર નહિ આવે ? '

પહેલા તો બાએ સમ્મતિસૂચક માથુ જ હલાવ્યુ, પણ ત્યાર બાદ નાના ભાઈ ને સબોધીને બોલી "બેટા, મોટા ભાઈ પહેલા ખૂબ ભણી લેશે, પછી તને ભણાવશે. તુ બરાબર ભણી શકે, એટલા સારુ મોટા ભાઈ આઘે આઘેના ગામમા જઈ અભ્યાસ કરશે."

ઘેરથી નીકળવાનો દિવસ નક્કી કર્યો

જેમ જેમ એ દિવસ નજીક આવતો ગયો, તેમ તેમ મારા કાળજામા તુમુલ યુદ્ધ જામ્યુ મારે મારી બાનો લાબા વખત સુધી વિછોહ વેઠવો પડશે, એ કલ્પના જ મને ક્રૂર લાગી

દૂર રહેવા છતા, પહેલા તો આઠ દિવસે બા

પાસે આવી શકતો, એના પવિત્ર સંસર્ગમાં થોડા કલાકો રહી શકતો. હવે બહુ દૂર જતો હોવાથી એટલું સૌભાગ્ય પણ જતું કરવું પડશે. બે–ચાર કે છ–સાત દિવસની છુટ્ટી દરમ્યાન પણ બાના દર્શન નહિ થાય, કારણ કે એમાં પૈસાની જરૂર પડવાની. બાપુજીને રૂપિયા દસની જોગવાઈ કરતાં નેવના પાણી મોભે પહોંચેલા તે હું જાણતો હતો.

માત્ર અંતરના ઊંડાણમાં એક આશ્વાસન થોડો ઉલ્લાસ પ્રેરતું. ભણીશ તો બાની સારામાં સારી સેવા કરી શકીશ. બાની સેવા થાય એટલા સારુ જ હું દૂર ભણવા જતો હતો. એ મારું મોટું આશ્વાસન હતું. એમાંથી જ મને અપાર ધૈર્ય મળી જતું. મારા અશ્રુને રોકનાર એ જ એક મનોરથ હતો.

પણ એ તો એક પ્રકારની મનોરથસૃષ્ટિ ગણાય. હું ન હોઉં, ત્યારે બાને બીજો કયો આધાર મળશે? દોડીદોડીને એનાં નાનાંમોટાં કામકાજ કોણ કરી આપશે? એ માંદી પડશે, એના હાથેપગે કળતર થશે, ત્યારે એનું માથું કોણ દાબશે? એના હાથપગ કોણ ચાંપશે? બાની પાસે બેસીને બે કોળિયા વધારે ખાવા આગ્રહ કોણ કરશે? બાનાં કપડાં મારા સિવાય બીજું કોણ ધોઈ આપશે? દળવામાં મારા વિના એને ટેકો આપનારું બીજું કોણ છે?

આવી આવી અસંખ્ય વિકલ્પમાળાઓ અંતરમાં

ઊઠતી, પણ પાછુ મનમા એમ પણ થતુ કે હુ કોણ? માબાપને સુખ આપવાની મારામા શી તાકાત બની છે? મારામા હુ અભિમાન લઈ શકુ એવુ શુ છે? કરુણાનિધાન પરમાત્મા જ પળે પળે સૌની કાળજી રાખી રહ્યો હોય ત્યા મારે આવી નકામી ભાજગડ શા સારુ કરવી?

મારે ક્યારે નીકળવુ તેનુ મુહૂર્ત નક્કી કર્યું ગામથી સ્ટેશન આઘે હોવાથી મારે બળદગાડીમા જવાનુ હતુ મારો સામાન બધાયો બિસ્તરામા બાએ મારા સારુ એક નવી ગોદડી લપેટી મે એને ઘણી ના પાડી મે કહ્યુ, નવી ગોદડીની મને જરૂર નથી, છતા બા શાની માને? એ કહેવા લાગી

"પરદેશમા સાજે-માદે પડે, ટાઢ વાય, ત્યારે આ ગોદડી ઓઢવામા કામ આવશે. અમે તો અહી બાપ-દાદાના ગામમા પડયા છીએ એટલે અમે તો ગમે તેમ કરીને નભાવી લઈએ તારુ ત્યા કોણ?"

એક ડબ્બામા ખાવાનુ બાધી દીધુ થાળીલોટો પણ મૂકયા નાની નાની ચીજો, જેની રસ્તામા વાગ્યે જ જરૂર પડે તે બાએ સભારીને પેટીમા બાધી દીધી હજારો ગાઉ આઘે લાબી મુસાફરીમા જતો હોઉ તેમ બાએ બધી વ્યવસ્થા કરી

રાત્રે નવ વાગ્યે મારે નીકળવાનુ હતુ તે પહેલા અમે સૌએ જમી લીધુ બાએ મને આગ્રહ

બેટા ! શીખ માગીને પણ ભણજે !

કરીને દહીં-ભાત જમાડયા બાપુજીએ મારો સામાન ગાડીમા મૂકી દીધો

હુ મારા નાના ભાઈને વિદાયશીખ આપવા લાગ્યો "જો, ભાઈ, બાને કનડીશ મા એના કામકાજમા બને એટલી મદદ કરજે !" એમ કહીને નાના ભાઈના વાસામા મે પ્રેમથી હાથ ફેરવ્યો

બાપુજીને પગે લાગ્યો. બાના પગમા ઝૂક્યો ખરો, પણ આસુનુ પૂર ખાળી ન શક્યો બાના પગ મે આસુથી ધોઈ નાખ્યા

એ પછી અમારા પાડોશમા મોટા માશીબા રહેતા હતા, ત્યા જઈ તેમને પ્રણામ કર્યા અને મારી બાની વખતોવખત સભાળ લેવાની એમને વિનતિ કરી

ફરી પાછો નાના ભાઈને ભેટ્યો અને સૌની શુભાશિષ વચ્ચે ગાડીમા બેઠો

બાપુજી થોડે સુધી મારી ગાડી પાછળ પાછળ ચાલ્યા.

પાદરે એક જીર્ણ મદિર હતુ ત્યા હુ બાપુજીના કહેવાથી ગાડીમાથી ઊતર્યો અને દેવમૂર્તિને વાદીને બાપુજીની આજ્ઞા લઈને ગાડીમા બેઠો.

"સભાળીને જજે હો, બેટા ! કાગળપત્ર લખજે !' કહીને બાપુજી પાછા વળ્યા

ગાડીમા હુ એકલો જ હતો.

## બેટા ! ભીખ માગીને પણ ભણજે !

મારા જીવનની બેલગાડી પણ તે દિવસથી જ ચાલવા લાગી એમ કહુ તો ચાલે સસારના અગાધ પ્રવાહમા જાણે કે હુ એકલો તરતો હતો સસારના ઊચે ઊછળતા મોજાએ મને બુડાડશે કે નીચે લઈ જઈને સાચા મોતીઓના ભડાર મારા હાથે ખોળાવશે તે કોણ કહી શકે? ભલભલા તરવૈયા જે સસારસમુદ્રમા રસ્તો ગુમાવી બેસે છે, આડે માર્ગે ઊતરી પડે છે, તે સમુદ્રમા હુ આજે એકાકી હતો

પણ મારી પાસે બાના આશીર્વાદનુ બળ હતુ, બાના નિર્મળ વાત્સલ્યની દીવાદાડી મારા માર્ગમા પ્રકાશ પાથરી રહી હતી બાએ જે હિમ્મત આપેલી, બાએ જે સસ્કાર રેડેલા, તેના આધારે હુ સામે પાર તરી જવાનો એવી શ્રદ્ધા હતી

બાએ જ મને નહોતુ કહ્યુ "જા, બેટા, ધ્રુવની જેમ તપશ્ચર્યા કરજે!"

કયા ધ્રુવ અને કયા હુ ! કયા નિશ્ચયના મેરુ જેવો ધ્રુવ અને કયા ચચળ–અધીર જેવો હુ ! કયા પરમ પવિત્ર ધ્રુવ અને કયા ગતાગમ વિનાનો હુ !

આખે રસ્તે મે મારી બાનુ જ સ્મરણ કર્યું મને એમ જ થયુ કે બાની અમીનજર હોય તો પછી બીજી કોઈ વસ્તુની જરૂર નથી બાની સ્મૃતિ જો સદા ઉજ્જ્વલ રહે તો સસારના કોઈ સતાપ કે વિઘ્નથી ડરવાપણુ જ ન હોય. બાના આશીર્વાદ જેવુ અભેદ

બેટા ! ભીખ માગીને પણ ભણજે '

કવચ આ દુનિયામા બીજુ નથી મારી ઉપર બાની કૃપા અને આશિષ અખડ ધારે વર્ષતી હતી, એટલે જ હુ નિર્ભય હતો

બાએ જ એક દિવસે મને થપાટ મારીને તરવા શીખવા મોકલ્યો હતો આજે પણ એ જ બા અગાધ સસારસાગર તરી જવા મને દૂર દૂર મોકલતી હતી

ઘણી વાર બૂડયો કે બૂડીશ એમ તોફાની ઝઝાવાત વચ્ચે લાગેલુ ધૈયના સઢ હમણા ફાટયા કે ફાટશે, એમ પણ થયેલુ કેટલીક વાર તો બૂડી મરવાની અણી ઉપર હોઉ, એમ ગળકા ખાધેલા પણ બાની પવિત્ર મૂર્તિએ, એની સ્મૃતિએ મને વખતોવખત બચાવી લીધો છે

હજી પણ આફતો તરી ગયો હોઉ એમ નથી માનતો કોણ જાણે કયારે કયા પ્રલોભનમા ગૂચવાઈ જઈશ, કોણ જાણે સઘરેલુ બળ કયારે વીખાઈ જશે, તે કઈ કહેવાય નહિ પરતુ જે બાએ મને બૂડતો બચવ્યો છે, પડતાને ફરી ઊભો કર્યો છે, તે બાની પુનિત સ્મૃતિ ભવિષ્યમા પણ બચાવી લેશે એવી મને પૂરી શ્રદ્ધા છે

બા આજે દેહધારી રૂપે મારી નજર આગળ નથી, પણ તેની અમીધારમાથી એક અણુ ઓછો થયો હોય એમ હુ નથી માનતો બા ગઈ છે, પણ તેની આશિષ-કૃપા મૂકતી ગઈ છે




૨૪

હું એ વખતે બહારગામ ભણતો હતો, પણ ત્યા સાભળેલુ કે લેણદારે અમારા ઘર ઉપર ટાચ આણેલી મારી બા, બાપુજી અને મારા નાના ભાઈને ઘરબહાર કાઢી જપ્તીદારે સરકારી સીલ મારેલા ઘરવખરી અને જમીન વગેરેના જાહેર લીલામ થયેલા

બાને એ જસીએ–હરરાજીએ પ્રાણઘાતક ફટકો માર્યો તે પછી બા એવી પથારીવશ થઈ કે ફરી સાજી ન થઈ માદી માદી પણ બીજાના ઘરના દળણા–પાણી કરી, પોતાનો નિર્વાહ ચલાવતી

એવા દિવસો પણ એણે જોયેલા કે જ્યારે ઘરમા ઘીનુ ટીપુ તો ઠીક, તેલનુ ટીપુ પણ ન હોય! મીઠા મરચા વિના એકલુ મોળુ ધાન ખાઈ લેવુ પડ્યુ હોય! બાએ એ બધુ મૂગે મોઢે સહન કર્યું

પાડોશીઓમા પહેલેથી જ બાની ખૂબ પ્રતિષ્ઠા હતી તેઓ અવારનવાર મારી બાને મદદ કરતા

બા તો ગઈ!

બાપુજીની સ્થિતિ પણ હવે જીવતા પ્રેત જે હતી તેઓ જ્યારે પોતાની અવન્શા વર્ણવતા, ત્ય મારી બા એટલુ જ કહેતી "તમારા દેખતા, તમ નજર સામે, ભર્યા સુહાગ સાથે મારી આખો મીચા તો મારા જેવુ ભાગ્યશાળી બીજુ કોઈ નહિ મ ભાગ્યમા જો એવુ સુખ લખ્યુ હોય, તો સસારના ઃ તુચ્છ દુખો મારી કશી ગણતરીમા નથી "

બાના અતિમ દિવસોમા મારા માશી આવેલા તેમણે બાની સેવા–ચાકરી ઉઠાવવામા કે વાતની મણા નહોતી રાખી માશીબાને છૈયા–છો નહોતા જાણે કે એણે પોતાની બહેન અને બહેન છોકરા માટે જ જન્મ લીધો હોય, તેમ તે અમ ઘરસસારની સભાળ રાખતા

માશીએ જ મને કહેલુ કે બાએ પોતાની છે પળોમા મને હજાર વાર યાદ કર્યો હશે સભાન બેભાન અવસ્થામા પણ તે મને યાદ કર્યા કરતી

આખરે બાપુજીના ખોળામા માથુ રા આકાશ સામે અનિમિષ દષ્ટિ સ્થાપી, બાએ સસારની આખરી વિદાય લીધી બાની સેવા હુ કરી શકયો! બાની સેવા સારી રીતે કરી શકુ, એટ સારુ તો રાતદિવસ ભણતો, પણ બાને ઉપયોગી થઈ શકયો, એ એ. રહી ગયો!

માતાનુ હેત સર્વ દેશ ને સર્વ કાળમા લગ

એકસરખુ જ હોય છે પણ મને બાનુ જે હેત, બાના જે સસ્કાર મળ્યા હતા, તે તો ખરેખર કોઈ ભાગ્યશાળીને જ મળે !

બાના વાત્સલ્ય આગળ અમારી ગરીબાઈ ઢંકાઈ ગઈ હતી વૈભવ કે સમૃદ્ધિમા વસતો હોત તો કદાચ બાના આવા પવિત્ર સસ્કારથી વચિત જ રહી જાત

મારી બા, અમારી એકલાની બા નહોતી પશુ પ્રાણી અને ગરીબ ઉપર એની હેતધારા સતત વર્ષતી. છેટલે એક જ પ્રસગ આલેખુ

અમારે ત્યા એક બિલાડી હતી બા એને પોતાના હાથથી જેટલુ ખાવાનુ આપે તેટલુ જ તે ખાય. દૂધની તપેલી ઉઘાડી પડી હોય, બીજુ કોઈ પાસે ન હોય તોપણ એ દૂધમા કે બીજી કોઈ વસ્તુમા મો ન ઘાલે અમારામાથી કોઈ કઈ આપે, તોપણ ન લે બાના હાથનુ જ ખાય

ઘરમા બાની પાછળ પાછળ એ ફર્યા કરે બાની ઉપર એના જેવી મમતા હતી, તેવી જ બાને પણ એની માયા બધાઈ ગઈ હતી

બા છેલે છેલે પથારીવશ થઈ, એટલે બિલાડીએ પણ ખાવા-પીવાનુ માડી વાળ્યુ માથી એને રોટલી-ભાત આપે, પણ એની સામે ટગર ટગર જોયા કરે, જાણે કે એની વાણીમા એ કહેતી હતી

"રોજ પીરસનારો આ હાથ નથી !"

# આ ટ્રસ્ટના ઉપયોગી પ્રકાશનો

## શ્રીમદ્ રાજચંદ્રનુ સાહિત્ય

રાજપ્રશ્ન ૫–૨૫
ઉગમતે પ્રભાતે ૦–૭૫
શ્રીમદ્ રાજચંદ્ર-જીવનજ્યોતિ ૧–૨૫
સુખ વિષે વિચાર ૦–૨૦
શ્રીમદ્ રાજચંદ્ર-અંતિમચર્યા ૦–૩૦

## સોનેરી સુવાકયો

ઘરમા ભીંતની શોભારૂપ અને તેવા
અંતરને સુવિચાર દ્વારા સુશોભિત કરનાર
સોળ સુવાકયો
પ્રત્યેક કાર્ડના ૦–૧૨ ન પૈ

## પૂજાસંગ્રહો અર્થ–વિધિ સાથે

૧ બાર વ્રતની પૂજા ૧–૦૦
૨ અંતરાય કર્મની પૂજા

## સિદ્ધાચળ સહિત ૧૯ તીર્થોના

સુંદર ફોટો

ફુલ નંબરના ૦–૨૦ ન પૈસા

બાનો આત્મા વિલસતો જોઈ રહું છું

બા તો ગઈ, પણ લાખો કરોડો માનવીઓની માતા ભારતમૈયા તો છે ને? આવી વિરાટ, વિશાળ માતાની સેવા કરવાની તક સાંપડે, એટલા સારુ જ મારી બાએ કદાચ અકાળે વિદાય લઈ લીધી હશે! કોણ જાણે, વિધિનો એમાં કેવો ગૂઢ સંકેત સમાયેલો હશે!

સમાપ્ત

## આ ટ્રસ્ટનાં ઉપયોગી પ્રકાશનો



### શ્રીમદ્ રાજચંદ્રનુ સાહિત્ય

| | | | |
|---|---|---|---|
| રાજપ્રશ્ન | ૫–૨૫ | સુખ વિષે વિચાર | ૦–૨૦ |
| ઉગમતે પ્રભાતે | ૦–૭૫ | શ્રીમદ્ રાજચંદ્ર– | |
| શ્રીમદ્ રાજચંદ્ર– | | અંતિમચર્યા | ૦–૩૦ |
| જીવનજ્યોતિ | ૧–૨૫ | | |



### સોનેરી સુવાક્યો

ઘરમા ભીંતની શોભારૂપ બને તેવા
અંતરને સુવિચાર દ્વારા સુશોભિત કરનાર
સોળ સુવાક્યો
પ્રત્યેક કાર્ડના ૦–૧૨ ન પૈ



### પૂજાસંગ્રહો અર્થ–વિધિ સાથે

૧ બાર વ્રતની પૂજા ૧–૦૦
૨ અંતરાય કર્મની પૂજા



## સિદ્ધાચળ સહિત ૧૯ તીર્થોના

### સુંદર ફોટા

ફુ[illegible] નંબરના ૮–૨૭ ન પૈસા